# શ્રી કૃષ્ણચંદ્ર.





અમૃતલાલ ના. ભટ્ટ.

પ્રકાશક—
અમૃતલાલ ના. ભટ્ટ
ઉમરેઠ.

મુદ્રક—
જગન્નાથ જયશંકર જોશી.

મુદ્રણસ્થાન—
શ્રી હરિહર પ્રિન્ટીંગ પ્રેસ.,
મહાલક્ષ્મીની ખડકી,

પ્રકાશન
ડીસેમ્બર ૧૯૪૭






## આ લેખકનાં બ્હાર પડેલાં પુસ્તકો—

પુલોમા અને બીજાં કાવ્યો................રૂ. ૧–૮–૦
સીતા (પાકુ પુઠું.)........................રૂ. ૧–૦–૦
કૃષ્ણકુમારી (દ્વીરંગી છાપમાં)...........રૂ. ૦-૧૨-૦
રાસ પંચાધ્યાયી (દ્વીરંગી છાપમાં)......રૂ. ૦–૬–૦

## નીચેનાં પુસ્તકો થોડા વખતમાં બ્હાર પડશે.

કર્ણ.—
મહામાયા અને બીજાં કાવ્યો.—
મેના અને બીજાં કાવ્યો.—

પુસ્તક મળવાનું ઠેકાણું
શુકલ હરિશંકર દેવશંકર
વડું ચૌટું,
ઉમરેઠ.

કિંમત રૂ. ૨–૦–૦

જેની છાયામાં આ

લખાયું છે

તેના

ચ

ર

ણે.

**અ. ના. ભટ્ટ.**

પ્રભાત ક્ષેત્રમાં આન્તર કલહથી યાદવોનો વિનાશ થયો. તે પછી શ્રી કૃષ્ણચંદ્રને બાણ વાગ્યું અને પીપળાના વૃક્ષને અઢેલીને બેઠા. ત્યાં તેમના એક સખા આવી ચઢ્યા તેમને તે પોતાનો પૂર્વવૃત્તાંત—માતા—પિતાના કારાવાસથી માંડીને યદુ-કુળના અંતસુધીનો- કહે છે. આ આત્મ-કથા પ્રસ્તુત કાવ્યનો વિષય છે.

આખું કાવ્ય-છેલ્લા એક શ્લોક સિવાયનું- શ્રીમુખથી નીકળેછે, અને તે અનુષ્ટુપ્ વૃત્તમાં છે.

**અ. ના. ભટ્ટ.**

# શ્રી કૃષ્ણચંદ્ર.

## (૧.)

### મથુરાનો દુર્ગ-કારાગૃહ-યમુનાતટ-દેવકી વસુદેવ-કંસ.

ચાલતાં સત્યની વાટે વેઠવાં વડ સંકટો,
આવે ના સાચને આંચ છે એ નીમ વિધિતણો. ૧

સ્વપ્ન મોહક ભાવિનાં ભૂલીને ભૂત ચિંતવું,
પરાગો પુષ્પમાં ઘુમે ઘુમે દશ્યો સ્મૃતિ કુંજ. ૨

રમે છે મનમાં મ્હારા દુર્ગ જે યમુનાતટે
ઉગ્ર વીર સમો ઉભો હંફાવે કાળશક્તિને. ૩

ભરે છે ભય ને ભીતિ પ્રવાસી પ્રેમીના મને
ન્યાળે અમીભીના નેણે મ્હારા જન્મ નિવાસને. ૪

શસ્ત્રના સાજમાં નિત્યે રક્ષતા શૂર સૈનિકો
વિકાળા વાઘના જેવા યોદ્ધાઓ યુદ્ધ ભાવિકો ૫

નજીકે જન આવે જો પોકારો ક્રોધથી કરે
ત્રાસદા નાંખતા ત્રાડ હિંસાળાં પ્રાણીઓ વને ? ૬
સમીપે શોભિતાં વૃક્ષો પત્રે પુષ્પે પરાગથી
ગણે ના ઉગ્રતા એની, નિર્ગમે કાળ શાન્તિથી ૭
યોધની આકરી ચીસો કારમા ઘોષ શસ્ત્રના
સુણીને પંખીઓ નાસે પાસે શાન્ત અરણ્યમાં. ૮
મંદ ચાલે વળે પાછાં વૃક્ષનો નેહ ન્યાળીને,
પ્રેમાસક્ત બન્યાં ઉરે કદી ના ભયને ગણે. ૯
જમાતો એમની જામે, નિકુંજો આવકારતાં
ખીલતાં ખેલને હૈયાં તરૂઓ હર્ષ ફુલતાં. ૧૦
નિકુંજોમાં વસ્યું નાનું ગ્રામ શું પંખીઓ તણું
ઉત્સવે દેવનું ધામ આનંદી નાદથી ભર્યું. ૧૧
પ્રભાતે આભઆરેથી ભાનુ કિરણાવલિ કરે
સત્કારે સ્નેહથી કુંજો સુવર્ણે ભોમને રસે. ૧૨
તેજે પુર્યાં તીરો પાન્તે પુષ્ટ–દેહ તરૂવરો
ધરન્તાં પાકની થાળો નિમંત્રી વેગી વિહગો. ૧૩
પાસે પ્રૌઢારૂપે પોઢી ભગિની યમરાજની
શ્યામળા સ્વચ્છ ગાત્રેથી ગંભિરે મુખ રાજતી, ૧૪
કાળી કાલિન્દીના તીરે જતાં સૌ સ્નાન માણવા,
કરંતાં જળક્રીડાઓ અંગમાં સ્ફુર્તિ આણવા. ૧૫

સરિતા નિર્મળાં નીર બનાવે તન નિર્મળાં
પ્રોત્સાહે માનસો પુરી સ્વાસ્થ્ય આનંદ અર્પતાં. ૧૬

આવતી નેહીલી ધેનુ, છલંગે વત્સ આવતાં,
આવતા મદમાતેલા સાંઢ ગોધણ સાથમાં. ૧૭

કાદવે શ્રૃંગને રંગી યુદ્ધ આરંભતા તહીં
આસપાસ તરૂ-કુંજો ગર્જનાથી રહી ભરી. ૧૮

મેળવી શ્રૃગમાં શ્રૃંગ ગેલતી તટ ગાવડી,
મેદાને મસ્ત વત્સોની લીલા ખેલની ખીલતી. ૧૯

સાફામાં છોગલાં મુકી આવતા ગોપ બાળકો
લાડતા સુરભી સાથે, વાયુ સાથે લતા ફુલો. ૨૦

વાણી ત્યાં વેગથી છુટે મસ્ત હાસ્યે શિષુતણી
નભે કલ્લોલતી જાણે પાવસે પંક્તિ હંસની. ૨૧

નારીઓ ગુણ–ગર્વિલી શિરને શણગારીને
મટુકીથી વહી વારિ લીલાએ ચાલતી પથે. ૨૨

આનંદી વદનો દીસે, શોભતાં સ્નેહનેણલાં,
વિનોદી વાતથી જાય ઉછાળે ઉર એમનાં. ૨૩

બાળાઓ બાળભાષામાં ગાયનો કીલકારતી
બેસીને રમ્ય રેતીમાં ઘાટીલા ઘાટ માંડતાં. ૨૪

ઘાટ દેખી રીઝે ઉરે હાસ્ય–છાયાં મુખો દીસે
નિર્મળી રાત્રીએ ન્યાળો તારા આનંદતા નભે. ૨૫

ભક્તિ–યુક્ત થઈ ચિ-તે યમુના સ્નાન માંણુવા
આવતા યાત્રીઓ તીરે પાપના પુંજ બાળવા. ૨૬

દિદ્દારો દુર્ગના દેખી વિચારો વમળે પડે
જોવાને દુર્ગવાસીને ચક્ષુઓ દીર્ઘતા ધરે. ૨૭

આકર્ષે આંખને જોકે ભીમ ભીષણુતા ભર્યો
દોડતી સરિતા સાથે દુર્ગ એ અચળો ખડો. ૨૮



દેવકી સ્વર્ગ દેવીશી રાજા દેવકની સુતા
ભરેલા હૃદયે એના કોમળા ભાવ માતના. ૨૯

રાજે પ્રસન્નતા મુખે નિર્મળી નભ કાન્તિશી
વસે છે ભવ્યતા માંહી વીરમુખે વીરત્વશ્રી. ૩૦

માતાના ચારૂ નેત્રોમાં પૂર સૌજન્ય ઉછળે,
તાપથી તપ્ત ઉરોને હીમશાં શિતળાં કરે. ૩૧

નદીના તીર ઉભેલાં અતિકાય તરૂવરો
પ્રીતથી પંથીને દેતાં વિસામો સ્નિગ્ધ છાયનો. ૩૨

વિસામો દુખિયાં કેરો, મિષ્ટને મૃદુ શબ્દથી
દાઝેલાં દુ:ખની ઝાળે આશ્વાસી શાણી ઠારતી. ૩૩

પારકી પીડ પેખીને આર્દ્ર અંતર એ બને,
સૂર્યનો તાપ સાંખીને હિમ હિમાચળે ગળે. ૩૪

રાજતું માતનું ઉર વિશાળા વારિધિસમું
દેતાં ઉદારતાથી એ કદીએ ન્યૂન ના બન્યું. ૩૫

કષ્ટ દે ક્રુર ને કુડા ધરન્તીના કદી દિલે
ક્ષમાએ વસુધા જેવી વીસરે દ્વેષ–વેરને. ૩૬

કૃતઘ્નીએ દીધાં કષ્ટો ધૈર્ય ધારી નિવારતી
વેર લેવા જતા વેરી વારતી વિમળી–મતી, ૩૭

ક્રોધ ના દિલને દુભે, નાસતો ક્રોધ સંયમે,
વિરોધે લાજતો વેરી ક્ષમાનો નિધિ ન્યાળીને. ૩૮

પ્રભુની રતીમાં રંગી જ્ઞાનના ગૌરવે પુરી
લોક કલ્યાણમાં વ્હેતી રેલો ભક્તલ ભાવની. ૩૯

ગમે ના ગર્વના ઘાટો સત્તાનાં ઘેન જો કદી
નેત્રની નજીકે આવે ઉતારે શ્રેય વાણીથી. ૪૦



વસુદેવ પિતા મ્હારા વીર્યશાળી યશોધના,
અંજાયે એમને જોઈ યોદ્ધાઓ ગૌરવો–ગળ્યા. ૪૧

વિક્રમે સૂર્યશા શોભે, સૌમ્યતા શિતરશ્મિની,
શુક્રની મૃદુ કાન્તિની દિવ્યતા દગમાં ઠરી. ૪૨

ભરેલું અંગને રંગે ગૌર એ હિમગિરિશા
વિસ્મયે જનતા ભાળે જોમ ને મૃદુતા જમ્યાં. ૪૩

મધુથી વાણુ છે મીઠી, નેહ તો વદને વહે,
બાળ નાનું થઈ રાજી હેતથી હાથમાં પડે. ૪૪

કસેલા શસ્ત્ર ને અસ્ત્રે બળે છે બે ભુજો ભર્યાં,
ધર્મના દંડના જેવા દંડ બે દેહમાં ધર્યા. ૪૫

નેત્ર બે કરૂણા કેરા સાગરો મસ્તી–વિરમ્યા,
બ્રહ્માન્ડો બ્રહ્મના રંગો વિશાળા હૃદયે રમ્યા. ૪૬

પ્રાણી જો પ્રાણને માગે સાધુ એ સ્નેહથી દીએ
નિત્ય ગંભિરતા ગાઢી ઉંડા ક્ષુબ્ધ નહિ બને. ૪૭

મિત્ર છે એ અમિત્રોના અદાનો દાનથી દૂરે
કરંતા, સંકટો સ્હેને ગંજતા કષ્ટ ગર્વને. ૪૮

કારાવાસે રહી કાયા, મોકળું મન તો ભમે
ઉંડા અધ્યાત્મ તત્વોથી બંધનો બંધનો ન રૂહે. ૪૯

ચંદ્રવંશી પિતા મ્હારા ચંદ્રની લક્ષ્મીશી લહી
સન્માને માવડી મ્હારી સ્નેહ સદ્દગુણને સ્મરી. ૫૦



મતિભ્રષ્ટ બન્યા કંસે માત ને તાત માહરાં
દુર્ગના દોજખે નાંખ્યાં કાળનો આંક ટાળવા. ૫૧

દયા ના લેશ છે દિલે, સ્વાર્થ પ્રાબલ્ય છે પૂરે
ઇર્ષ્યાળુ ગર્વમાં માતો ઝેર વેર વસે મને. ૫૨

સ્નેહ વાત્સલ્યને ત્યાગી ઉચ્ચ ભાવો અવગણી
ભગિની ના ગણી એણે લોભને મદમાં ડુબી. ૫૩

વંધ્યાના વંધ્યને એણે, ક્ષત્રીના ટેકને ત્યજ્યા,
અધર્મી સંગ રાચીને પાપના પંથને ભજ્યા. ૫૪

લોભને શોભ દીઠો છે કદીએ લોભીના મને?
સુમાર્ગે વા કુમાર્ગે વા સાધતા ધ્યેયને જ એ ૫૫

રાજ્યની મસ્તી છે ઉરે, લક્ષ્મીના લાડથી વધે,
જુવાની જોમ–પૂરે છે, સંયમો સરતા દીસે. ૫૬

માતને તાતને દુષ્ટ 'આપતો ત્રાસ સંતત
ભરેલા સરને વાયુ નહિ ક્ષુબ્ધ કરી શકે. ૫૭

સંહાર્યા ભ્રાતને એણે, સંહાર્યાં કુમળાં ઉરો
સંહારી છે દયા એણે પાશવી વૃત્તિએ પુર્યો ૫૮

"પ્રજાના રંજને રાજા" પ્રજાનાશથી રાચતા,
પ્રજાના પ્રેમ પાખે એ દીસતો અલ્પ પ્રેતશો. ૫૯

ત્યજેલી નારીશી દીસે પુર્વ રમ્ય મધુપુરી
કંસના ક્રુર કૃત્યોએ શૂન્ય-કાન્તિ જરા સમી. ૬૦

નહિ ઓજસ્વી વીરોનાં રાજતાં તેજ શૌર્યનાં,
નહિ શાન્ત મુનિઓનાં માનસો શ્રેય સાધતાં ૬૧

તા. ૮–૧૦–૪૩.
૧–૧૧–૪૩.



(૨.)

## કૃષ્ણ-જન્મ-વ્રજ પ્રસ્થાન.

દુઃખે બુદ્ધિ ખીલે, ગ્રીષ્મે સૌરભે ભરતો રવિ
પુષ્પને, આતપે આવે રેલો શું રસની મહી. ૧

આવતા શ્રાવણી માસ મેઘના ભર સાજમાં
વિદેશે એ પ્રવાસીને આપતો સ્મર્ણ આસનાં. ૨

ભરેલા નીરથી વેગ઼ાં દોડતાં વ્યોમ વાદળાં
ગર્જનાઓ થતી ગાઢી, દામિની દેહ દીપતા. ૩

માતનું મુખ દીપ્તિએ પ્રકાશે સૂર્યના સમું,
વિલોકી વિકસે મોદે પિતાનું ઉર પદ્મશું. ૪

અષ્ટમી મધ્ય રાત્રીએ પ્રવાસી પૃથ્વીનો બન્યો
ભરેલા હેતથી હૈયે ભરેલે નેણ ચોંપીઓ. ૫

નિમાસે માત ને તાત વીતેલાં વીતકો સ્મરી,
આપતાં અંતરે ધૈર્ય ભાવિના ભાવ ચિંતવી. ૬

નંદ મિત્ર તણા ગેહે બાળાનો જન્મ સાંભળી
પૂર્ણ સંકેતથી લેવા કલ્પના મનમાં ઘડી. ૭

દુર્ગનાં દ્વાર ખુલ્લાંને ને રક્ષકો ઘોર ઘોરતા
લાગ લેખી કર્યો નિશ્ચે સખાને બાળ સોંપવા. ૮

ધડુકે મેઘ, દિશાઓ દામિની દમકાવતી,
મંદ વૃષ્ટિ, શિશુ લેઈ તાતની વ્રજમાં ગતિ. ૯

દામિની દીપકે ચાલ્યા નદીનાં નીર ભેદીને
નંદ બાપુ તણા ગેહે, ભેટીઆ મિત્ર મિત્રને. ૧૦

બાળ લીધો અને દીધી બાળા ઘાયલ હસ્તમાં
વિચર્યા વસમી વાટે, આવીઆ દુર્ગ દ્વારમાં. ૧૧

દેવકી હસ્તમાં સોંપી બાળા તેજરૂપે ભરી,
નિહાળી નેહથી દાબી હૈયે વાત્સલ્ય ભાવથી. ૧૨

આંસુઓ આંખમાં રેલે, શબ્દ ના મુખથી સરે,
શોકથી ભાવી માટે તે ચિંતાના પાશમાં પડે. ૧૩

બચાવી બાળ પોતાનો વિચારે પુત્રીના પડી
કંસની ક્રોધવેદીમાં નિશ્ચે બાળા બની બલિ. ૧૪

શિશુને રક્ષવા માટે યુક્તિઓ હૃદયે રચે
વિલોકી આસુરી વૃત્તિ નિરાશા ડોકીયાં કરે. ૧૫

ઉષા આકાશ ઉત્સંગે પધારી પ્રાચીમાં મુદે
સુણીને બાળનું રોણું પ્રસાર્યાં ચક્ષુ રક્ષકે. ૧૬
જન્મેલું બાળ જાણીને પ્રાસાદે મ્હાજવે જતા,
ભૂપને વ્યગ્ર વાણીમાં બાળજન્મ જણાવતા. ૧૭
સુણી સૈનિકની વાણી રાજના મુખડા પરે
રંગના પલટા આવે, સંધ્યાએ આવતા નભે. ૧૮
દાસને દાસીઓ ધાયાં ભૂપની સ્થીતિ ભાળવા
ગતિ-સ્થિર બની ઉભાં સ્વામી શાસન સુણવા. ૧૯
દેખીને વ્યગ્રતા સૌની કંસ ક્રોધ ધરી દિલે
સંભાળી ખડ્ગ પોતાનું, પડે છે દુર્ગના પથે ૨૦
રક્ષકો સાથમાં ધાયા, પ્હોંચ્યા સૌ કેદવાસમાં
દેવકી નજીકે ઉભી વદે છે રાજ રોષમાં ૨૧

**કંસ—**

"બાળ એ હસ્તમાં આપો શુન્યચિત્ત બનો નહિ
મૃત્યુ વાટ જુએ એની શત્રુ આજે ગ્રહ્યો અહિં". ૨૨
કળીને કારમો કોપ માતાએ મૃદુલા સૂરે
વિનવ્યો વિનયે ભ્રાતા, ભ્રાત જે યમરાજ છે. ૨૩

**દેવકી—**

"પુત્ર ના, પુત્રી આ પેખો, તેજમાં તરલાસમી
ભગાવો વ્યગ્રતા ભીતિ, ચંદ્રલેખા નહિ ખુની, ૨૪

પુષ્પની પાંખડી આ છે, નારી છે પુષ્પની લતા
દયાને દૈવી ભાવે સૌ વર્ષની સાથ વાધતા, ૨૫
કોમળા કમળો જેવા બધા યે બાળકો દીધા
દેહના બંધથી છુટી મુક્તના માર્ગ સંચર્યા. ૨૬
સંધુએ આંખથી દેખ્યું હવે દેખાય આ નહિ
સંહારો શિઘ્ર આ કાયા બચાવો બાળ રાજવી! ૨૭
માનો ના બાળકી મ્હારી, રાખજો રણવાસ એ,
ભાભીની લાડકી થાશે, રાણીનું મન રંજશે. ૨૮
મ્હેનોતાં પ્યારથી એને માત જેમ હુલાવશે
અમોલા લ્હાવ લેઇને સદા આનંદશે હૃદે. ૨૯
પિતૃલોકે સહુ પુત્રો પધાર્યા તમ પુણ્યથી,
હવે આ વંશવેલીને સાચવો, ભાઈ! સ્નેહથી ૩૦
વીર્યવંત વીરા મ્હારા! રાજવી છો મહામતિ,
ત્હમારી વિશ્વમાં કીર્તિ છવાઈ સૂર્ય તેજશી. ૩૧
નરેશો ઘાત નારીનો ચિંતવે મનમાં નહિ,
ક્ષત્રીની વટ લાજે ને પ્રતિષ્ટા જાય કુળની ૩૨
પુત્રીએ પૃથ્વીમાં વાસ પ્રેરાઈ પ્રભુથી કીધો,
હજુ જીવનનો એણે લ્હાવો ના લગીરે લીધો. ૩૩
સુકુમાર શરીરે છે શશીતેજસમી રૂપે,
પ્રકાશે તારલા જેવાં એનાં નિર્દોષ નેણ બે. ૩૪

પીછાને સર્વને પ્રેમી, દ્વેષીનો દ્વેષ ના કરે,
સમત્વે માણુતી મોજી, આનંદે સ્થાન એ ભરે. ૩૫
આપું છું આપના અંકે, સુતા એ આપની લહો,
વહો વત્સલતા ઉરે બાળા રક્ષક એ બનો." ૩૬
વિરામી દેવકી વાણી કંસના હૃદયે પડી
ભાવના બળથી પોષી, ચિન્તે અંતર ભૂપતિ. ૩૭
"બચાવું" "બાળને આપું કરાળા મૃત્યુના કરે"
વિચારો વેગથી ધાતા ક્ષત્રીના ક્ષુબ્ધ માનસે. ૩૮
ઝગે જ્યાં સ્વાર્થનો ભાનુ અસ્ત સદ્દગુણ તારલા
દેહ સંરક્ષણે રાચ્યો ફેંકતો દૂર એ દયા. ૩૯
અંકથી અળગી કીધી, દાસના કરમાં દીધી
વ્યોમને વીંધતી જાતી વીજળીસમ બાળકી. ૪૦
કાષ્ટની પ્રતિમા જેવા સ્તબ્ધ છે જડ સૈનિકો,
મારવી બાળ કે એને રક્ષવી જાણુતા ન કો. ૪૧
નીહાળી આજુબાજુએ પછાડે શિશુ પૃથ્વીએ,
થઈ અદૃષ્ટ દૃષ્ટિથી, નીકળે વાણુ શું નભે ? ૪૨
"રમે છે વ્રજમાં વેરી, નિશ્ચે સંહારશે તને,
વૃથા છે યત્ન આ ત્હારા વિધિ લેખ નહિ ટળે. ૪૩
સુણી આ ગેબની વાણી વિસ્મયે વ્યગ્ર છે સહુ,
રક્ત ઉડી ગયું એનું નષ્ટ છે બળ દેહનું. ૪૪

ચિત્ત છે સ્તબ્ધ આઘાતે, તેજનષ્ટ તરૂસમો,
ચેષ્ટા હિણુ બન્યા સર્વ મ્હાલતો ભાવ મૌનનો ૪૫

દેવકી દેવને જોઇ આંખમાં અશ્રુઓ ભરે,
રડે શું કાળનો દૂત? વેણુ ભૂપતિ ઉચ્ચરે. ૪૬

કંસ—

"જનો જત્ન કરી રાખે વિનાશે વિધિ એહને,
મનુષ્યો આપશક્તિના ત્યાગતા નહિ ગર્વને. ૪૭

નાશવંત નહિ પ્રીછયું, કાળશક્તિ નહિ કળી.
કેળના ગર્ભશા પુત્રો સંહાર્યા ક્ષુદ્ર ભાવથી, ૪૮

અહંતા પૂર્ણ પ્રાબલ્યે રાજતી સર્વ અંતરે
સર્વ શક્તિતણો ગર્વ પ્રોત્સાહે દુષ્ટ કર્મને. ૪૯

રીબાવ્યાં રાંકડાં હૈયાં વિસ્મરીને દયા ખરે,
ધૈર્યના આશ્રયે રૂહેતાં ગણ્યાં ના સંકટો ત્હમે. ૫૦

કેદવાસે પુર્યાં ત્હોયે કટુ વાયક ના વદ્યા
અમારાં કાળ વાક્યોને નહિ દર્કારતા કદા. ૫૧

સમુદ્રો છો ક્ષમા કેરા દીસો ના ક્ષુબ્ધ કો દીને
ભલે ઝંઝાનિલો વેગી ફુંકતા જોમ ચોદિશે." ૫૨

બોલી, વંદી, ઉઠયો વેગે રાજ પ્રાસાદમાં પળે.
દાસ દાસી તણો સાથ ઓટની જેમ ઓસરે ૫૩

વિચારે વ્યગ્ર છે રાજા કુટિલી નયની નિતી
જાણતાં માતને તાત ત્રાસ ને ભય કારીણી. ૫૪

એમનાં આર્દ્ર હૈયામાં પુત્રને રક્ષવાતણી
ચિન્તાની જાગતી જ્વાળા, ચેતતી યજ્ઞ જ્વાળશી. ૫૫

કરેલાં દુષ્ટ કર્મોનો પસ્તાવો પાપીઓ કરે?
વિચારે ભાનમાં જ્યારે દીધેલાં દુઃખ અન્યને? ૫૬

પિતા માતા તણાં વેણો સ્મર્ણમાં હજુએ રમે
ઉંડા પ્રેમળ ભાવોના નિર્ઝરો સતતે વહે. ૫૭

તા. ૨૩-૨૭-૧૧-૪૩.



(૩.)

## વ્રજ નિવાસ-જશોદા-નંદ.

સદ્ભાવો હૃદયે સુતા સિંચાઈ સ્નેહ-વારિએ
પ્રકાશે પૂર્ણ પ્રાબલ્યે ઇંદુશા શર્દ રાત્રીએ. ૧

માતથી અધિકી માતા, પિતાથી અધિકા પિતા,
જશોદા નંદને જાણો નિધિ વત્સલતાતણા. ૨

મધ્યમે કદ છે માતા ઉજ્જવળે દેહ દીપતી,
યુગ્મ નેત્રે પ્રકાશંતી મેધાની જ્યોતમોહિની. ૩

ધર્મધુરંધરા ધિરા દુન્યવી દીર્ઘ દ્દષ્ટિ છે
ઠારતી દગ્ધ ઉરોને શિતળાં અમીચક્ષુએ. ૪

પતિપ્રેમે પુર્યું હૈયું ઇંદુપ્રેમે નિશાતણું
નેસ ઓજસ્વીતા-દીપ્યા વસંતે તન પૃથ્વીનું. ૫

ગંગાના ધોધશી વ્હેતી માત ઉદાર વૃત્તિઓ
દીનતા દૃષ્ટિએ આવે શિઘ્ર અદૃશ્ય એ જુઓ. ૬

દેખીને દુઃખમાં ડુબ્યાં દાઝતું ઉર કોમળું
હૈયાના અમીઓઘેથી શાન્ત છે દુઃખ દુઃખીનું. ૭

જનો આનંદવા માટે ઉતરી દેવી ભૂતળે
વૈરાગ્યોને શમાવે એ અગાધી શાન્તિના બળે. ૮

પ્રૌઢી કાયા પિતાકેરી પ્રૌઢ દિલ પિતાતણું
પ્રૌઢ પ્રેમ પિતાકેરો માણતું ઘણુ ધેનુતું, ૯

પિતા છે ગોપના નેતા શક્રશા દેવ–કુળના
પ્રતિષ્ઠા ભૂપને આંજે, ઓજસ્વી સવિતાસમા. ૧૦

કામધેનુ સમી ધેનુ હજારો નેસમાં વસી
પિતાની પ્રેમદૃષ્ટિએ આનંદે ઉલ્લસી રહી. ૧૧

ઉમંગે ચારતા ગોપો ગાયનાં ઘણુ ગોકુલે
ભરેલા અંગની ગૌરી ભાળી ગર્વપ્રફુલ્લ એ. ૧૨

દહીં દુધ અને ઘીનાં પાત્ર પૂર્ણ રકે ભર્યાં
વારિધિ વારિએ પૂર્ણ જેમ નિધિ કુબેરના. ૧૩

સ્વચ્છ છે ગોપનો વાસ ગોરસે ભરપૂર એ,
પ્રેમ ઉદારતા પેખી આવતા જન આશ્રયે. ૧૪

ધેનુ વત્સ વૃષો વાધ્યાં, વધી વિપત્તિ ગોકુલે
વૃંદાવનતણી લક્ષ્મી આકર્ષે ગોપકુળને. ૧૫

ચરા છે વનમાં મોટા, સમીપે સરિતા વહે,
ગિરિરાજતણી છાયા ગમે છે ધેનુ ગોપને. ૧૬

રમ્ય એ વનની ભૂમી વૃક્ષ ને વેલીએ ભરી,
સુવાસી ચારૂ પુષ્પોથી શાખાઓ ફળથી લચી. ૧૭

મંદવેગે વહે વાયુ પુષ્પની વાસથી ભર્યો
ડુલાવે જનનાં હૈયાં માતને સ્નેહ બાળનો. ૧૮

ઘુમતી ગાય ઉત્સાહે પ્રફુલ્લે પેટને પુરી,
ગોપનાં હૃદયો મોદે પેખી પીન પયોધરી. ૧૯

ઉછાળી પુચ્છને ઉંચે દોડતાં મસ્તીએ ચઢી
રમુજી વત્સનાં વૃંદ મોદ–મત્ત વને બની. ૨૦

ચારવા વત્સ લૈજાતા કુમારો વન કોડીલા
બાલ્યકાળ વહી જાતાં માતા દે મુજને રજા. ૨૧

વળાવે ધોતીનો કચ્છ સાફો એ બાંધતી શિરે
મોરપિચ્છ મહીં ખોસી મુખ એકટશે જુએ. ૨૨

કામળી સ્કંધપે મુકી લાકડી કરમાં ગ્રહી
ઝોળીમાં ભરીને ભાથુ વાટ મ્હેં વનની લીધી. ૨૩

સાથીઓ સ્વાગતે પુરા અરણ્યે દોરતા મ્હને,
ગાઢી શીળી તરૂછાયે બપ્પોરી ગાળતા અમે. ૨૪

ખોલીને ભાથુની ઝોળી પાથરે વાની પત્રમાં,
અધુરૂં એકબીજાનું પૂરતા પ્રેમથી બધા. ૨૫

જ્યાફતે ગમ્મતે મોદે ગોષ્ઠિએ ગાળતા ઘડી
તરંગો હાસ્યના ઉઠે નર્મવાક્યો સુણી સુણી. ૨૬

કુમારો મોકળે દિલે ખેલતા વનવાયુશા
અમારા ઘોષથી ગાજે વિશાળી વનરાજી આ. ૨૭

અરણ્યે ફરતાં ધેનુ મ્હાલતી રાજરાણીશી
વિશ્રમે વૃક્ષછાયામાં હૈયે વત્સલતા ભરી. ૨૮

મત્ત માતંગના જેવા ગર્જતા સાંઢ ગર્વીલા
સિંહનાદ કરી જાણે આમંત્રે અરિ યુદ્ધમાં. ૨૯

તરૂને તાડતા શૃંગે માતેલા મત્સરે, પડે
ભાંગ્યાં નાનાં ભૂમી, મોટાં તરૂઓ તસુ ના ડગે. ૩૦

સંધ્યાએ ધેનુની સાથે કિશોરો આવતા ગૃહે,
વિસ્તારી નેણુને માતા દેખે આતુર થૈ પથે. ૩૧

દૂરથી મુજને ન્યાળી સ્મિત માતમુખે સ્ફુરે
દાટમાં આવતાં હસ્તો પ્રસારી બાથમાં લીએ, ૩૨

ચુંબનો ચાહથી દેતી છાતીસાથ દબાવીને,
નિહાળે નેહથી નિત્યે વસ્રો ને મુખ મ્હારૂં એ. ૩૩

પછી તો પ્રશ્નની વર્ષા જનેતા વરષાવતી
તોતળી વાણીમાં આવે અધુરા ઉત્તરો તહીં. ૩૪

માત ને પુત્રની ગોષ્ટી સાંભળી તાત નંદતા
ઉત્સાહે અંકમાં લેઈ સ્નેહથી શિર સુંઘતા. ૩૫

સ્વાદુ ને મિષ્ટ વાનીએ સજેલો થાળ રાખતી
માવડી ગોપ બાળોને ઉદારે દિલ આપતી. ૩૬

પેટ ભૂખ્યાં વધુ માગે લાવતી દાસી દોડતી
આનંદી સુખરેલોએ સ્નેહસિન્ધુ ઉછાળતી. ૩૭

રાત્રીએ પયના પ્યાલા શર્કરામિષ્ટ જે બન્યા
જસુમા આગ્રહે આપે અમીથી અધિકા ગમ્યા. ૩૮

નિશાએ નેસડે આવે મોવડી ગોપ ગામના,
બનાવો મિત્રને બોધી વિનોદે રાચતા બધા. ૩૯

રચે ત્યાં યુક્તિઓ ન્યારી ભાવિની કલ્પના કરી,
સંપ ને પ્રેમના જોમે દુઃખની ગણુના નહિ. ૪૦

રાખતી રાત્રીએ માતા અધીરી નિજ પાસમાં
નવી વત્સવતી ધેનુ રક્ષતી વત્સ સાથમાં? ૪૧

ઉષાએ ઉઠતાં વ્હેલો વારતી જસુ માવડી
કરાવે સ્નાન આનંદે રીઝાવે નવ વસ્ત્રથી. ૪૨

પ્રેમઘેલાં પિતામાતા રાત દી અમ ચિન્તને
સહે છે સંકટો મોટાં આવતાં વિઘ્ન વારીને. ૪૩

પ્રેમ–પુષ્ટ અમે સુતા માતના મૃદુ અંકમાં
દુઃખનાં દશ્ય ના દેખું રક્ષે જ્યાં કર કોમળા. ૪૪

વર્ષાવે હર્ષથી દેવો અમોલું સુખ સ્વર્ગનું,
ધરાદેવી ભરી મોદે માતની મદદે લહું. ૪૫

નેહના નિધિશાં નેણો ન્યાળી અંતર ઉછળે
દિવ્ય આનંદ–દીપ્તિએ આવાસો વ્રજના ઝગે. ૪૬

તોફાને બાળકો રાચે માત ના ગણતા ઉરે
ગોરસી ભાંગીને ખાતો દેતો માખણ મિત્રને. ૪૭

વત્સને છોડીને કોદી ધેનુને ધવરાવતો,
દુહાતાં ધેનુ પયોધારે દુધ હું મુખમાં પીતો. ૪૮

ધેનુને દોહવા માટે ગોરસી સાથ સંચરે,
પ્રસારી પગ ઉભીને માર્ગ રોકું હુ માતને. ૪૯

વધે જો મસ્તી મ્હારી તો સોટી એ હસ્તમાં ગ્રહે,
દોડું હું, દોડતી માતા થાકીને અટકી રહે. ૫૦

વ્હાલથી વળગું કોટે ફેરવે કર મસ્તકે,
કોપ લોપ થઇ જાય પ્રેમનું હાસ્ય પેખીને. ૫૧

સ્મરૂ શું શું! ભૂલાયે ના સંસ્મરણો જસુ માતનાં
ઋણ આ ના અદા થાય પુત્રથી શત જન્મમાં ૫૨

માત-ઓધ્યો વડો ભાઈ સજ્જ રૂહે અમ રક્ષણે,
કુમારો ભીતિ ધારંતા દૃષ્ટિએ રામ દેખીને. ૫૩

અહા!! એ ગોપબંધુઓ ભાન્ડુભાવ રચ્યાપચ્યા,
સ્નેહના બંધથી બાંધ્યા વજ્રલેપ ઉરે જડયા. ૫૪

વિશ્વની બંધુતા આપી પઢાવ્યો પાઠ પ્રેમનો
પ્રજાગી સ્વાર્થના તત્વો પ્રબોધ્યો માર્ગ શ્રેયનો. ૫૫

નેસડે નેસડે નિત્યે કુમારો ટોળીએ જતા
ગોપીની ગોરસી માટે મોદ-પુષ્ટ પ્રફુલ્લતા. ૫૬

નેણો મુખ કુમારોનાં ભરેલા હાસ્યથી સુહે,
તાપથી બાળભાનુના વિકાસ્યાં પદ્મ ઉલ્લસે. ૫૭

હૈયામાં મસ્તી રેલંતી જેમ દે હસ્ત પાદને,
ચોમાસે જેમ દે વર્ષા લતા ને તરૂપુષ્પને. ૫૮

વિલોકી એક બીજાને શરીરે શક્તિ વાધતી
વૃષ્ટિનું જોર જામ્યેથી પુષ્ટદેહ નદી થતી. ૫૯

મહીં માખણના લોભી સજ્જ આતુરતા-ભર્યા
મોદંતા મર્કટો આવે ગજેશા મસ્ત ચાલતા ૬૦

અમારી વાનરી સેના પ્રવેશે ઘરમાં અને
પ્રમોદે પેટને તોષે દુધ ને દધિ માખણે. ૬૧

રેલછેલ થઇ રૂહેતી, ભોમ એ તૃપ્ત ગોરસે,
પડેલાં પાત્રથી જાણે જણાવે અમ જેમને. ૬૨

ભાંગેલાં ભાન્ડ ભાળીને, ન્યાળી ગોરસ રેલને
બાકરી બાંધતી કોઇ તાડતી કોઈ લાલને. ૬૩

બાળ સન્માનવા કોઈ લ્હાએ માખણુ પ્રેમથી,
બાળ ચેષ્ટા ગણી ઉરે વિસરે વાંક હાસ્યથી. ૬૪

વિક્રમે અમ સેનાના ગોવાળો ગર્વ ધારતા,
ઉત્તેજી નેનની સાને "ધન્ય" "ધન્ય" વધાવતા. ૬૫

મ્હને એ માનતા મુખી, પ્રશંસે બુદ્ધિ ચાતુરી,
વારીને વઢકારીને કરંતા વ્હાર માહરી. ૬૬

તા. ૨૮-૨૯-૧૧-૪૩.



(૪.)

## વ્રજ નિવાસ (ચાલુ), શર્દ-ગિરિયજ્ઞ.

એકાન્તે પાકતાં મોતી, એકાન્તે પાકતા હીરા
એકાન્તે પાકતાં પદ્મો, એકાન્તે પાકતા શૂરા. ૧

રમ્યતા વ્રજભૂમીની ભવ્યતાએ ગિરિ ભર્યો
નિત્ય નિત્ય નવે રૂપે વિકાસે બાળ માનસો. ૨

સદા સૌંદર્યનો વાસો પ્રેમ લાલિત્ય સંગમાં,
પ્રભાવી શાન્તિ ત્યાં શોભે સત્યના શુદ્ધ ભાવમાં. ૩

સ્વાર્થના અંકુરો કાપી, સંયમે મન સિંચીને,
પેખો સૌંદર્યને પ્રેમે એકનિષ્ટ બની ઉરે. ૪

ઉચ્ચ ભાવે ઉંચે જાશો ભૂલી માનવતા ભૂમી
અનેરૂં ઝાંખતાં દષ્ટે આવે આનંદની ઝડી. ૫

અહા !! શી ઉન્નતિ દૈવી ! ભાન ભવ્ય સ્વરૂપનું
આવે અનિત્યતા જાય મહાસુખ સદા ગાઢું. ૬

વનો સુવર્ણ સૌંદર્યે સુવાસે પાવસે ખીલે
ઘણુંએ વર્ષ વિત્યાં છે હજુ અંકિત એ ઉરે. ૭

મહાકાય કદંબો ત્યાં કલ્લોલે કાન્ત તેજથી
પુષ્પભારે લચ્યાં વૃક્ષો ભરે છે વન વાસથી. ૮

નમ્રભાવે નમી દેતાં વંદનો તરૂ વેલીઓ,
આવકારે જનો રાગી સ્તોત્રે પ્રેમલ પંખીઓ. ૯

આદરે પશુઓ પ્રેમે નેત્ર ને મુગ્ધ મુખથી
સ્વચ્છ દેહે દીપ્યા જાણે મુનિઓ સર સ્નાથી, ૧૦

આંખ આહ્‌લાદતી ભૂમી તૃણવસ્ત્ર તને ધરે
કાન્તિપુષ્ટ બની બાળા વેષે નૂતન નિર્મળે. ૧૧

બાળશા મૃદુલા અંગે સુગંધી મસ્ત મ્હેકતાં
પ્રશાન્તિ આપતાં પુષ્પો પ્રફુલ્લ્યાં પૂર બ્હારમાં ૧૨

વિલોકી વ્યોમમાં મેઘો મયૂરો નૃત્ય ખીલતા
કેકાના મ્હાડી ઘોષેથી દિગન્તોને ગજાવતા. ૧૩

પુષ્પ પુષ્પ ફરી રાચે રતીરક્ત મધુકરો,
વંદી પ્રીતે અભિનંદે સ્વચ્છ-કાય તરૂવરો. ૧૪

યમુના, ગિરિરાજા, ને વૃક્ષ ને વનવેલીઓ,
માનવો પશુઓ પંખી બન્યા એક કુટુંબીઓ. ૧૫

દોડતા ગગને મેઘો દુંદુભી નાદ ગર્જતા,
આચ્છાદે–રવિનાં રશ્મિ, ખીલતી રંગની છટા. ૧૬

પર્વતે શિખરે ઉંચે શ્યામળાં કોઇ લાડતાં
છત્રછાયા ગિરિરાયા આશ્રયે ભીડ ભાગતા. ૧૭

મધ્યે અરણ્યમાં વ્હેતી યમુના શાન્ત માનસે,
વર્ષાથી પુષ્ટ પોષાઈ ધરંતી ઉગ્ર રૂપને. ૧૮

ઉચ્ચભૂમી રહી ઉભો નિહાળું દીર્ઘ દૃષ્ટિથી
દીપ્તિવંતા દિગંતો છે પાણીકેરા પ્રકાશથી. ૧૯

દિશાઓને ભરી ધ્વાને ચંડી દારૂણ દોડતી
આવાસો તીરના તોડી મોટેરાં વૃક્ષ મોડતી ૨૦

તણાતાં તરૂઓ ઢોર વસ્તુઓ તટવાસની
વારિના જોસમાં જાતી અંતરે ભરતી ભીતિ ૨૧

મત્સ્ય ને મગરો મોટા થાય વિક્લવ પૂરમાં
તણાયા વારિના વેગે પડે બેભાન તીરમાં. ૨૨

ઉછળે જળના ઘોડા વર્તુલી વમળો કરે
તોફાની કારમા રૂપે સ્મરાવે સાગરો ઉરે. ૨૩

વૃષો વત્સો અને ગાયો થરૂથરે વન પંખીશાં
નેસડા નજીકે રૂહેતાં ભોગવે દુઃખ ભૂખનાં. ૨૪

આકરી સ્થીતિ ગોપોની કોદી આર્દ્ર બનાવતી
દીઠેલાં સંકટો મોટાં નહિ ધૈર્ય ડગાવતી. ૨૫

ગોવાળો ગોપ બાળાઓ શિશુઓ સાથ રાખતા
ચોપાસે આગને રાખી ઉષ્મા વર્ષાસુ આપતા. ૨૬

ગોપીઓ દૃશ્ય દેખીને દિલે ના ડગતી કદી,
ઉમંગી કાર્યક્ષેત્રોમાં ઉત્સાહે થાય ઉન્નતિ. ૨૭

ગુફાઓ ગિરિરાજાની વિસામો અમ ગોપનો
ધેનુને વૃષવત્સોનો સત્યાંશે સર્વ પ્રાણીનો. ૨૮

સારંગો દોડતાં આવે બચ્ચાંને સાથમાં લઈ
આશ્રયે હુંફથી રૂહેતાં ગાઢ આલિંગનો દઈ ૨૯

શર્દ સોહામણી આવે વૃષ્ટિનું બળ વિરમે
નાનાં નાનાં તડાગોમાં પ્રફુલ્લી પોયણાં રમે. ૩૦

વને પાકાં ફળો થાતાં માણુતા મોજ બાળકો
ફરી ઝોળી ભરી લાવે વ્હેંચતા સર્વ સાથીઓ. ૩૧

ઉમંગે વનમાં જાતાં ધેનુનાં ધણ દોડતાં
પેટને તૃપ્તિ આપીને હૃષ્ટપુષ્ટ બને બધાં. ૩૨

વર્ષતી પયની ધારા નેસ ગોરસી ઉભરે
માખણે દધિએ દુધે, ગોપની લક્ષ્મી એ ખરે. ૩૩

ગેલતા ગાવડી સાથે વત્સોએ વળી ગેલતાં
નિર્વ્યાજે સ્નેહ ખેલીને સર્વ અંગ પ્રફુલ્લતાં. ૩૪

ફૂલી ફાલી નિકુંજોમાં પક્ષી ગાયન સૂરીલાં
નિર્મળા નભમાં ભાળો નાદો સારસ હંસના. ૩૫

ઠરેલાં વિમળાં વારિ સરિતા સ્વચ્છ શ્યામળાં
તારલા શી ગતિ ધીમી, માછલાં જળ મોજીલાં. ૩૬
તીરની રમ્યતા જોઇ નિર્મળાં નીર પાનથી
તુષ્ટ થૈ સુરભિ ખેલે રીઝીને ગોપ ગાનથી. ૩૭
ભાનુની સ્વચ્છ જ્યોતિએ પ્રકાશી વનરાજીથી
પરીપૂર્ણ નિધિ જેવો ગિરિ સંપત્તિ ગોપની. ૩૮
ગોવર્ધને ગિરિ આ છે, ગોધને અમ જીવનો,
ગોપ દૈવત ગાયો છે, ગિરિભક્ત બન્યા અમો. ૩૯
આરાધે ઇંદ્રને યજ્ઞે વર્ષોથી વ્રજવાસીઓ,
સર્વને સમજાવીને ઇંદ્રને અળગો કર્યો. ૪૦
ગિરિ–યજ્ઞ શરૂ કીધો ગોપ આનંદવર્ધન
ગાયો ગોધાતણાં શ્રૃંગો રંગ્યાં છે વત્સનાં તન. ૪૧
વળાવ્યાં ગિરિએ ગોપે ગરિષ્ટાં ગાયનાં ધણો
ભાં ભાં ભાં ભાં કરી દોડે ઉર આતુરતા ભર્યાં. ૪૨
અમે સૌ ગોપના બાળો વિરંગી વસ્ત્ર ધારીને,
મોરપીચ્છ તણા છોગે શિરને શણગારીને. ૪૩
ગ્રહીને હાથમાં બંસી હર્ષથી ઘણુ સાથમાં
વાટે કલ્લોલતા ગાણે વિચર્યા ગિરિયજ્ઞમાં. ૪૪
સ્નાનથી સ્વચ્છ સોહીને વાળના ગુચ્છ વાળીને,
સેંથીએ શિર શોભાવી ઓઢણી રમ્ય ઓઢીને, ૪૫

સુધાશા ગોરસે પુરી ગોરસીઓ લઈ શિરે
યુવતી યજ્ઞમાં જાતી માતંગીની ધીમે ધીમે. ૪૬
ગીતડાં ગરવી ગાતી, ગિરિ ને ગિરિકાનનો
શબ્દથી ભરીઆં ભાસે, અસ્ત છે અન્યના સ્વરો.
ગોપહર્ષ સમાયે ના ભરી ઉર મુખે છલે
મંદ હાસ્યે પ્રફુલ્લેલાં નેણો ઓજસ્વિતા ધરે. ૪૮
વન્ય પુષ્પતણી માળા શોભતી સર્વના ઉરે
છોગલાં ફુલડાકેરાં ફરૂફરે વાયુથી શિરે. ૪૯
કામળા વિવિધે રંગે પ્રકાશે રવિતેજથી,
ભોજ્ય પેય પદાર્થો લૈ જાયે યજ્ઞસુ હેતથી. ૫૦
ગિરિરાજ ઘણો મોઘો ગર્વીલો ગોપલક્ષ્મીથી
સૌને સંભાષતો જાણે છુપીને અટવિમહીં. ૫૧
ગિરિ સંતોષવા કાજે આમન્ત્ર્યા દેવશા દ્વિજો,
યજ્ઞની ધૂન રાચીને ઘુમે છે વ્રજના જનો. ૫૨
પ્રભાતે પૂર્ણ ખીલેલાં પદ્મશાં મુખ ગોપીનાં
ઉલ્લાસે દિપ્ત દીસંતાં ગિરિયજ્ઞ નીહાળતાં. ૫૩
પિતાજી માતની સાથે યજ્ઞવેદી વિરાજીઆ
વિપ્રો આશિર્વાદેથી પ્રશંસે રિદ્ધિરંજીઆ. ૫૪
સંધ્યાએ મોદકે માણ્યા આવેલા વર યાજ્ઞિકો,
અને ગોપકુળો સર્વે આરોગ્યાં મિષ્ટ ભોજનો. ૫૫

ગાયોને વત્સને દાણે સંતોષે ગોપ–સજ્જનો,
દ્વિજો તૃપ્ત સહુ તૃપ્ત, તૃપ્ત છે ગિરિ ને વનો. ૫૬

યજ્ઞ પૂર્ણાહુતિ કીધી વાસમાં વળતાં બધાં
ઉત્સવી લ્હેરથી જાણે અનેરૂ સુખ માણતાં. ૫૭

વધ્યાં ગોધન ગોપોનાં, વધ્યાં છે વ્રજમાં કુળો
વધી એ ગિરિની લક્ષ્મી, વધ્યાં છે સુખ સાધનો. ૫૮

વધી છે બાળની મસ્તી, વધી છે વાદ્યની લીલા,
વધ્યો સંપ અને ખીલ્યા સ્નેહના રંગ રંગીલા. ૫૯

ગોપ આવાસ રિદ્ધિએ શોભ્યા છે ગિરિ કાનને,
વૃંદાવનતણી લક્ષ્મી શોભતી ગોપિકાનને. ૬૦

ઉષા સાથે ઉઠી ગોપી ગોરસે ગોળીઓ ભરી
ભરી હાસ્ય મુખે નેણે વલોણાં ઘમકાવતી. ૬૧

પ્રભાતે આ વલોણાંનો મધુરો ધ્વનિ ઉદ્ભવે,
વ્રજે ગંભિર ઘોષેથી ગોપના નેસડા ભરે. ૬૨

ગોપસન્નારીઓકેરાં કંકણો રણકે કરે
ઝંકારો ઝાંઝરો કેરા ગોપીના ધમ્મરે ભળે. ૬૩

ગીતડાં ગાતી ગોપીઓ મનોહારી મધુસ્વરે,
સુણવા દેવ દેવીઓ સ્વર્ગથી શ્રવણો ધરે. ૬૪

નાસતી લાડતી નિદ્રા ઈષ્ટ ગાયનના સ્વરે,
શય્યાનો પ્રેમ ત્યાગીને ઉઠી વંદુ હું માતને. ૬૫

તા. ૨૮–૨૯–૧૧–૪૩.

---

(૫.)

## વ્રજ નિવાસ (ચાલુ), કાલિનાગ-રાસ.

પ્રેમથી સ્વર્ગ સોહ્યું ને પ્રેમથી વસુધા વધી,
પ્રેમ છે પૂર્ણતા સાચી, પ્રેમ ઉત્કૃષ્ટ ઉન્નતિ. ૧

સ્મરૂં એ વ્રજબાળાઓ સ્વર્ગની સુરકન્યકા
હૈયુ મ્હારૂં ઘડ્યું જેણે કોરી રૂહે હૃદયે સદા. ૨

નેણાં નિર્દોષ ન્યાળંતો, ઉષાશાં મુખ ઉજળાં,
હૈયાં આભવિશાળાં છે નિધિ નિર્મળ પ્રેમના. ૩

ઘાટીલા દેહથી એનાં રૂપ સૌંદર્ય શોભતાં,
પ્રફુલ્લ્યાં પાંખડી સોહ્યાં અંબુજો મધુમાસમાં, ૪

ખેલતી ખેલ નિર્વ્યાજે ગોપના બાળસાથમાં,
બાળની મસ્તીએ ખીલે, નહિ સંકોચ ઉરમાં. ૫

ભરેલાં ગોરસાંમાંથી ભરે છે મુખ માખણે
દુધ ને દધિ દેઈને બનાવે હૃષ્ટ બાળને. ૬

મર્કટો એ મહી પામે મ્હાલતા મહામલ્લશા
કુદતાં કોમળાં બચ્ચાં ધુળ આળોટતાં જતાં. ૭

અરણ્યે ભ્રમણે જાતી સ્વાદુ મિષ્ટ ફળો વીણે
ઉદારે દિલથી દેતી અમારી વનજ્યાફતે. ૮

બનાવી શિરનાં છોગાં, બનાવી ફુલમાળને
વિવિધે રંગ દીપંતી લ્હાણુતી દેવ ઉત્સવે. ૯

અંબોડે ગજરા સોહે કંઠમાં હાર ઝુલતો
ગોરી હાથપરે બાંધે સુગંધી પુષ્પકંકણો. ૧૦

શિરિષો શ્રવણે ખોસે, હોય શું હેમ ભૂષણો?
હેમન્તે રમતાં જાણે રશ્મિઓ બાળભાનુનાં? ૧૧

ઉજાણી યોજતી કુંજે ગોપ બાળો ફરી ફરી
વીણુતા ફળ ને ફુલો આપતા છાબડાં ભરી. ૧૨

ભરેલી માતનાં દીધાં મિષ્ટાન્ને અમ ઝોળીઓ
કરંતા ખાલી બાળાના ખોળામાં સહુ વાનીઓ. ૧૩

રક્ષકો બનતા બાળ, પ્રસાદી પામતા પૂરી,
જમે સૌ સાથમાં બેસી જાણે પંક્તિ શું પંખીની? ૧૪

કો દીને ગોપકન્યાઓ મંજુલા ને મૃદુસ્વરે
જતી શું ગીતડાં ગાતી કાળી કાલીન્દીના તીરે. ૧૫

મટુકી શિરપે મુકી, ચાલતી ગરવી ગતિ,
ઝુકાવે હસ્ત લીલાએ, કોર અંચળ ઉડતી. ૧૬

શીળ સંગિતની લ્હેરો આકર્ષે અમને તહીં
સ્નેહસિચ્યાં બને મુખો શશીથી શું શશીમણિ. ૧૭

ગાનશક્તિ ખીલે ધીમે માધુર્યે મગ્ન મોદતું
રમ્યતા રસ રેલતું મુખ શું ચંદનીસમું. ૧૮

યમુના તીર ઉગેલા ઘાસના મૃદુ ગાલીચે
વૃક્ષની શીળ છાયમાં કો દીને બેસતાં અમે. ૧૯

પંખીના મંજુ ગાનોથી સરિતા શાન્ત સંગિતે
ઉર્મિના હર્ષની છોળે મતિ ને મન ઉછળે. ૨૦

દૃશ્યની રમ્યતા દેખી વાણી નર્ચસ્વ ખીલતું
વાસન્તી સૃષ્ટિ ન્યાળીને પ્રાણી વૃંદ પ્રફુલ્લતું. ૨૧

ભરેલી ભાવપ્રાબલ્યે ગોષ્ટિઓ ગુંજતા અમે
સ્થાન સૌંદર્ય–માતેલું દીપે આનંદ દીપ્તિએ. ૨૨

પ્રમોદે ખેલતી ધેનુ, પ્રમોદે વત્સ ખેલતાં,
મધુરી સ્નિગ્ધ વાણીએ અમીના ઓઘ આવતા. ૨૩

વૃક્ષ ને વેલની કાન્તિ, અનેરા રસથી દીપે
રવિ સુરમ્ય રશ્મિથી સુવર્ણે સ્થાનને ભરે. ૨૪

પ્રફુલ્લી આત્મ જ્યોતિએ ભૂમિ ભવ્યરૂપે ભરી,
દિવ્યતા આવતી દોડી સ્થાન સ્વર્ગ રહ્યું બની. ૨૫



મલ્લની મસ્તીઓ માતી ગોપિકા યમુના જતી
વિલોકી વન શોભંતી શક્તિએ સહુ રંજતી. ૨૬

રાજહંસતણી બોલી ને બોલી શુક પક્ષીની
બોલતા કરથી મુખો ઢાંકીને ટોળમાં ભળી. ૨૭

મોરના નાચ દેખીને મોરશા મત્ત થૈ અમે
નાચતા વાલુકા મધ્યે મોરના પિચ્છ ધારીને. ૨૮

મંદ મંદ સ્વરે ભૃંગો ગાયને મસ્તીમાં ચઢે,
રાસડા લલકારીને કુમારો રૂમતા મદે. ૨૯



ચંડવેગી મહાપાપી કાલિન્દી કોતરે રહ્યો
દુષ્ટતાથી દયાહીણો કાળીઓ મત્સરે ભર્યો. ૩૦

ચોરતો ધેનુ ને વત્સો આપતો ત્રાસ ગોપીને
ગોપના બાળ ને કન્યા ફસાવી લૈ જતો હ્રદે. ૩૧

ગોવાળો દેખીને એને અંતરે ભય પામતા
વર્જીને વાસ પાપીનો હ્રદના તટ રાચતા. ૩૨

કાળનું ધામ એ માને ઘોર કો નર્કના સમું
પિશાચી રાક્ષસી કર્મે દૃષ્ટિ વર્જ્ય ખરે બન્યું ૩૩

મધ્યાન્હે એકદી પહોંચ્યો લોકના દુઃખથી દહ્યો
પાપીને કુસ્તીએ લીધો, ક્રોધમાં ઉગ્ર એ બન્યો. ૩૪

ઉછળી વેગથી જોમે મારતો ચોટ કારમી,
ચુકાવી દાવમાં લેતો સ્પર્ધિને મલ્લ પેચથી. ૩૫

પ્રહારી મસ્તકે એને હસ્તપાશવિષે ગ્રહ્યો,
ઘુમાવ્યો ચોદિશે એને, પાટુએ વ્યાકુળો થયો. ૩૬

કુસ્તી આ કારમી દેખી ગ્વાળબાળ ભીતિ ધરે
હાંફળા ફાંફળા દોડી પડંતા પૃથિવી પરે. ૩૭

સુરભિ સાંઢ ને વત્સો સ્થિર થૈ ન્યાળતાં બધું
થોભીને એક ધ્યાને શું નદીનીર નીહાળતું. ૩૮

પૃથ્વીપે પટકયો એને પ્રહારે પાંગળો કર્યો
ત્યજી કાલિન્દીનો કાંઠો દૂર પ્રાન્ત પળી ગયો ૩૯

કાળ જીતી ગૃહે આવ્યો માત ને તાત મોદથી
ભેટીને છાતીસુ લેતાં જળ્યાં ઉદ્વેગ જ્વાળથી. ૪૦

ગોપ ગોપાઙનાઓ ત્યાં આનંદે ઘેરતા મ્હને
વિકાસ્યું વિજયી મુખ પેખીને હૃષ્ટ છે હૃદે. ૪૧

વિઘ્ન શાન્ત થયું જાણી આવીઆ સઘ સાથીઓ
હર્ષ–ઘેલા થયા જાણે વસન્તે વન પંખીઓ. ૪૨

રેલતી નદીશા હૈયે ઉન્નતિ ઉભરાય છે
દિશાઓ ભેદતા સૂરે ગોપીઓ ગીત ગાય છે. ૪૩

દીપ–માળ રચે વાસે, શોભતા નેસ હારથી
જમંતાં ભોજનો મીઠાં નર્મવાણી વદે ઘણી. ૪૪

કુદતાં વત્સ, ને ધેનુ મસ્ત આનંદ માણતી
"હુંભા" શબ્દો કરી મોટા દિગન્તોને ગજાવતી. ૪૫



ઉજ્જવળા ઉત્સવી દીનો ઉઝવ્યા વ્રજમાં ઘણા
ઉલ્લાસે મુખકાન્તિના તેજસ્વી ઝળકાટ જ્યાં. ૪૬
નિધિશાં ઉછળે હૈયાં અનેરી આશથી ભર્યાં,
શરીરે દોડતા દીસે ઉમંગી જોમના ઝરા. ૪૭
મોદન્તું મુખ સૃષ્ટિનું સૌંદર્યે ખુશ્નુમા ખીલે
ઉત્સાહે ઉછળ્યાં ઉરો ઓજસ્વી દિવ્યતા ઝીલે. ૪૮
ચિત્રવિચિત્ર રંગોનાં વસ્ત્ર નૂતન ધારતાં
ગોપ ગોપાઙ્ગના અંગે ભૂષણો ભવ્ય મ્હાલતાં. ૪૯
ભૂતના ભાવ ભૂલાતા, વર્તમાન સુખે ભર્યું
ઉત્કર્ષે ઉન્નતિ–દીપ્યું ભાવિજીવન ભાસતું. ૫૦
વિસ્મરૂ વેણુ મ્હારી શું ? સંગાથી વ્રજવાસીની
હમેશાં રાજતી મુખે હૈયાની વનમાળશી. ૫૧
વેણુની મોહિની–વેગે લતા ગુલ્મ તરૂવરો
લ્હેકતાં લટકે જેમ વ્યોમમાં તેજ શુક્રનાં. ૫૨
આકાશે ઉડતાં પંખી અને બેઠેલ વૃક્ષપે
બંસીના સુર સુણીને શિસ્તથી પાસ સંચરે. ૫૩
માળેથી બાળપંખીઓ ઝુકાવે બ્હાર શિરને
ગતિશૂન્ય કરી ચેષ્ટા ઉલ્લાસો વ્યક્ત શું કરે. ૫૪
વ્હાલુડી ગાવડી મોદે, વ્હાલુડાં વ્રજ વાછડાં
મુગ્ધ થૈ દોડતાં આવે વેણુસંગીત સુણતાં. ૫૫

સ્થિર સંગીતના મોહે? સ્થિર સૌ દિવ્ય નાદથી?
મસ્ત શું ધ્યાન મસ્તીમાં કોળીઆ મુખમાં ભરી. ૫૬

બજાવી બંસી ધીમેથી મંદમંદ ગતિ કરૂં,
આવતાં સાથમાં મ્હારા ગતિમંદ બની સહુ. ૫૭

પ્રેમથી ભેટતો સૌને બંસીને હું કરૂં પરી,
વાણીશૂન્ય છતાં સૌની સુણું હું વાણ મર્મની. ૫૮

વ્હાલથી રેલતાં નેણો, વ્હાલથી ઉર ઉભર્યાં
નહિ ભૂલાય એ મુખો હૈયાના ભાવથી ભર્યાં ૫૯

બાળાઓ બંસીના સૂરે મુગ્ધ છે ગાનમોહથી
સ્મિતથી ધન્ય કહેતી એ પ્રકાશી પ્રેમનેત્રથી. ૬૦

ભરેલાં ગોરસે ભાન્ડ ગોપી મસ્તક મ્હાલતાં
લહે ના ભાર એ ઉરે ગાન ગંભિર રાચતાં. ૬૧

સંધ્યાકાળતણી ભીતી દર્કારે ના કદી દિલે
ગાન ને વાદ્ય લીલાએ જડયાં શું સર્વ ભૂમીએ. ૬૨

ઉછળે સંગીતે હૈયાં, છોળેછે પ્રેમની છટા
ભરેલી દિવ્ય ઘોષેથી ગિરિરાજતણી ઘટા. ૬૩

પ્રેમના પ્રબળે ખીલી રસીલી વ્રજ–ગોપિકા
ગાનમસ્ત બની પોતે નિત્યાનંદે રહે સદા. ૬૪

સ્નેહ સૌંદર્યમાં સોહી ઉજ્જવળી મુગ્ધ કન્યકા
બાવરી બંસીનાદેથી સાધતી દૈવી એકતા. ૬૫

બની તલ્લીન સંગીતે વિસ્મરે વનવાટને
ભમીને વનમાં જાતાં નિશાએ નિજ નેસડે. ૬૬
ગાયના ધણમાં જાતા સુણીને વેણુનાદને
સંવેગે આવતા પાસે ગોવાળો ગાન-રક્ત જે. ૬૭
હાસ્યથી મુખ મલ્પંતું, તાનથી શિર ડોલતું,
હસ્તથી તાલ આપીને ગાનજ્ઞાન થતું છતું. ૬૮
ભૂલીને ભાન નાચે કો, ચેષ્ટાઓ કૈં કરે કરે,
ગોપની મંડળીકેરો સમારંભ બને વને. ૬૯
ગાનપૂર્ણ થતાં ભેટે, વ્હાલથી કોઇ બોકી દે,
ઠોકીને પીઠ મારી કો "ધન્ય ધન્ય" મુખે વદે. ૭૦
એકદા શર્દ રાત્રીએ ભાળીઓ આભમંડળે
કળાએ પૂર્ણ સોહન્તો નૂરે નક્ષત્ર—નાથ મ્હેં ૭૧
દિશાના દેહ દીપંતા, દીપંતાં વૃક્ષ ને લતા,
રૂપેરી રંગમાં રાજ્યાં ઉલ્લાસે અંગ ખીલતાં. ૭૨
સ્વરૂપે શુદ્ધ સોહીને માંડતા મીટ તારલા
અધિકા નીલ વર્ણેથી વિરાજી નભની છટા. ૭૩
દિવ્યતા સર્વ દેહે છે નવ્ય રૂપ ઉરે લહું
ચિન્તને હા ! ચઢ્યું ચિત્ત, સ્થુળ સૌ ચેતનાભર્યું. ૭૪
આકરા ભેદના ભાવો અચિન્ત્યા ઓસરી ગયા
ઐક્ય સૌંદર્યનું ભાળું, કેવું અદ્‌ભૂત દૃશ્ય આ ? ૭૫

ચંદની ચારૂ દેખીને કોઇ પ્રેમીલ પંખીઓ
કરી કોટી કરે મોજે સુધાપાન તૃષાભર્યાં. ૭૬
તડાગે પોયણાં ખીલ્યાં ભાળીને રજની–પતિ,
ઉઘડે ઉરનાં દ્વારો નારીનાં જોઇને પતિ. ૭૭
આ સમે કુંજમાં બોલી કોકિલા મોહિની–સૂરે
દિશાનો દોર દેખીને ઉમંગે ચઢતી મદે. ૭૮
વેણુ મ્હારી સદા સાથી ચઢાવી અધરે અને
ભરેલા દિલના ભાવે ભરી મ્હેં રસ–વાણીએ. ૭૯
દિશાઓ દોડતા જાતા બંસીના મધુરા સ્વરો,
સ્નેહથી દ્રવતાં દીસે ગાનઉત્સુક જે ઉરો. ૮૦
ભ્રમંતાં વન પ્રાણીઓ મોહ્યાં છે નાદ મોહિની,
કરી કર્ણપુટો ઉંચાં ગતિસ્થિર ગયાં ઠરી. ૮૧
દૈવી સંગીતના સૂરો સુણવા પૂર બ્હારમાં
ઉછળે ઉલટે હૈયાં તરંગો જેમ સિન્ધુના. ૮૨
દોડે છે દિલ, ને દોડે દેહ તો દિલની પુઠે,
કોઈ જો મળતાં વાટે હાસ્યથી ઉત્તરો વદે ૮૩
સલુણી ગોપબાળાઓ પ્રકાશે વદને અતિ
ચંદ્રને હાર દેતી શું અનેરી કાન્તિ–રશ્મિથી. ૮૪
ઉર ઉત્સુકતા–ખીલ્યું, સ્નેહ સોહંત મુખડું
દોડતી આવતી જાણે વિખુટું મૃગલી–શિશુ. ૮૫

સુણી સંગીત ગોપીઓ આછેરાં ચીર પ્હેરીને
શિઘ્રતા ગતિએ ધારી આવતી વ્યાકુળી વને. ૮૬
એકચિત્ત થયાં સર્વ મસ્ત થૈ ગાનને ઝીલે
ગયાં સૌ ગાન–ઉન્મદે આહ્લાદી સરિતાતટે. ૮૭
કરન્તાં ગુપ્ત ગોષ્ટિઓ મંડળે રાસ ખેલવા,
તૈયારી ત્વરથી થાતી હૈયાં આતુરતા–ભીનાં. ૮૮
હસ્તમાં દંડિકા લેઇ વર્તુલાકારમાં રહી
ઉલ્લસી ભાવપ્રાબલ્યે મહારાસ રમે તહીં. ૮૯
મીલાવી સૂરથી સૂર ભરેલા કંઠથી સહુ
ગાણું સ્વર્ગીય ગાતાં જે માધૂર્યે મહી રેલતું. ૯૦
ઘુમતાં ગાનની ગત્યે, લીલાએ પદ લ્હેકતા
કળાઓ અંગમાં ખીલે, ગાન–મત્ત બન્યાં બધાં. ૯૧
વંકાવી કટિને કોઇ, ઘુમાવી હસ્તને દીએ
સુતાલો દંડિકા કેરી લ્હેકાથી ઘુમી મંડળે. ૯૨
ઝાંઝરીઓ યુવાઓની રૂમતાં રાસ મંડળે
ઝણઝણે શ્રવણે મીઠો સૂરીલો સ્વર એ પુરે. ૯૩
કંકણો કરમાં સોહ્યાં તાલથી નૃત્ય આદરે,
નાચીને કુંડળો કાને વધારે મુખ–કાન્તિને. ૯૪
પ્રસ્વેદે કાય છે ભીની, બિન્દુઓ વદને બને,
ચંદ્રની શ્વેત રશ્મિએ લલાટે મોક્તિકો દીપે. ૯૫

હસ્તપે બાંધીઆ બાજુ સુગંધી કુસુમો તણા,
હાર બાંધેલ અંબોડે મુક્ત થૈ પૃથ્વીએ પડયા. ૯૬

વેણીના બંધ છે ઢીલા, શિથિલા વસ્ત્ર–બંધ છે.
ગાનના તાનમાં લીન ભાન ના દેહનું દીસે. ૯૭

રમંતાં એકતાને સૌ વસ્તુઓ અન્ય લુપ્ત છે,
ધ્યેય તલ્લીનતાએ હા! દર્શનો દીવ્ય ગમ્ય છે. ૯૮

બ્રહ્માન્ડો ભરતો ભાળું મહારાસતણો ધ્વનિ,
અંતરાય નહિ આવે ગતિ સર્વત્ર એહની. ૯૯

અન્ય શબ્દ વિરામે છે રાસ–સંગીત ચાલતાં
રવિ વ્યોમે ઉદે થાતાં અસ્ત છે અન્ય દીવડા. ૧૦૦

અમારા રાસની રેલે દેખીતી જડ દૃષ્ટિએ
સૃષ્ટિની જડતા જાતી ધારતી દિવ્ય દેહને. ૧૦૧

મહારાસ વિલોકીને વાયુ ને વૃક્ષ વેલીઓ
નાચીને બ્હાર કાઢે છે મોદ અંતરમાં ભર્યો. ૧૦૨

તરંગો યમુનાકેરા કલ્લોલે રાસ–રંગમાં
હર્ષ જાણે સમાએ ના નદીના શીળ અંગમાં. ૧૦૩

મુગ્ધ છે રાસથી ભૂમી, મુગ્ધ છે નભ તારલા,
મુગ્ધ છે સ્વર્ગ ને દેવો, ઉદ્‌ભવે ઐક્ય–ભાવના. ૧૦૪

એકતા ભેદ ભાગીને પ્રેરતી પ્રગતિ પથે,
રાસ વ્રજભૂમીનું અમોલું ધન છે ખરે. ૧૦૫

પ્રભુના રંગમાં રંગ્યાં દીપંતાં દિવ્ય કાન્તિએ
રમ્ય રાસ રમ્યાં સર્વ અનેરી રસપ્રાપ્તિ એ. ૧૦૬
પરાપ્રેમતણી મસ્તી ગૂઢા પ્રશ્ન ઉકેલતી
પરાપ્રેમતણી મસ્તી પરાનંદ પ્રકાશતી. ૧૦૭
શરીરે શ્રમ ના દીસે સુખ ઉત્સાહમાં વહ્યાં,
આનંદી મુખડાં જાણે ચૈત્રનો ચંદ્ર વ્યોમમાં. ૧૦૮
રાસભૂખી ઉષા આવી દર્શને સુખમુગ્ધ છે,
કરીને વંદનો એને વિરામે દૈવી ગાન એ. ૧૦૯
ગોપીઓ ગોપબાળાઓ પ્રેમ–ઉન્માદના પૂરે
પુષ્પવૃષ્ટિ કરી ઢાંકે પુષ્પના ઢગમાં મ્હને. ૧૧૦
ભોં ભોં ભોં ભોં મહાશબ્દે સત્કારે વનસાથીઓ,
આહલાદે ઉછળે ગેલે ઉત્કર્ષે પશુબંધુઓ. ૧૧૧
હૈયામાં પ્રબળે પેઠો રાસ આ વૃદ્ધ–ભૂમીનો
અંકાયો અંતરે જાણે આકાશે ગ્રહ–લેખ શો. ૧૧૨
ઘણાંએ વર્ષ વીત્યાં છે હજુએ દૃષ્ટિએ તરે
રાસ વૃંદાવને ખેલ્યાં અનેરા ભાવ ઉભરે. ૧૧૩

•

તા. ૪–૧૨–૪૩.



(૬.)

## વિદાય.

જ્વલંતી અગ્નિજ્વાળામાં કસોટી હેમની ખરી
વિયોગી વહ્નિજ્વાળામાં પરીક્ષા પ્રેમની થતી. ૧

સ્વાતંત્ર્યે રક્ત રૂહેતાં ને બાળજીવન ખીલતું,
રાજ્યના કર્મચારીની કર્મ-ગુંચો ઉકેલતું. ૨

વિકાસ્યા દેહના સ્નાયુ અખાડે કુસ્તીઓ લઇ
કરંતા મ્હાત મલ્લોને જેમની જમુના વહી. ૩

ઉગ્રવેણુ વદી કોઈ સત્તાના શિખરે ચઢે,
પ્રહારે બુદ્ધિપ્રાબલ્યે, ધારતા મૌન વિસ્મયે. ૪

કંસભૂપતણા ભૃત્યો ગુજારે જુલ્મ ગોકુળે
પ્રયત્ને સૌ કુમારોના કાળના કોળીઆ બને. ૫

વિક્રમી ગોપ-પુત્રોને જાણુતી જનતા બધી,
કલ્લોલી ચંડ કાર્યોથી ઠરંતી અમી-આંખડી. ૬

વ્યથાઓ વેઠીને ભારે ભાગતા રાજસેવકો
પોકારે કંસની પાસે, ભીતિ-ભગ્ન બન્યાં ઉરો. ૭

બાળભાવ ગણી ભૂપે મસ્તીના મસ્તકે ધરી,
મદીલી મલ્લ ચેષ્ટાઓ ભૂપતિભ્રમ ભાગતી. ૮

વિપુલું વેર બંધાયુ અરિઓ અમને ગણ્યા,
અમારા પ્રાણુ લેવાને પ્રયત્નો સદ્ય આદર્યા. ૯

આશાભંગ થયો યત્ને મસ્તીધૂને વધ્યા અમો
સાધવા નાશ શત્રુનો ઉપાયો ભૂપ યોજતો. ૧૦

મંડાણો મલ્લ-બાજીથી ધનુર્યાગ મધુપુરી
દુશ્મનો દાવમાં લેવા જાલીમે જાળ પાથરી. ૧૧

દહીં, દુધ, અને આજ્ય, જોઇશે જજ્ઞમાં કહી.
બધા આહીર બંધુઓ આમન્ત્રેછે મધુપુરી. ૧૨

રાજવી હય-શાળાથી શોભિતો રથ કાઢતા,
જોતરે વેગીલા વાજી મસ્ત ગાન્ધાર દેશના. ૧૩

વળાવ્યા વીરને શાણા આપ્ત અક્રુર ગોકુળે,
રામ ને કૃષ્ણુ લેવાને ભૂપતી મન જે ભમે. ૧૪

વિલોકી વાંક વેરીનો, વિલોકી હીત વિશ્વનું
તર્ક-વિતર્કના કાંપે એમનું મન ખુંપતું. ૧૫

પળંતો પશ્ચિમે ભાનુ દિશાઓ દીસ રંગથી,
સુશીળી આવતા સંધ્યા રૂચિરે વસ્ત્ર રાચતી. ૧૬
વિચરી વાસમાં ધેનુ, દિશાઓ રજ-મોકળી
શાન્તિ આ વનના પ્રાન્તે પ્રદોષે રમ્ય રેલતી. ૧૭
વનોના પંથ વાટીને હણહણ્યા હય આવતા,
પેખીને વ્રજની લીલા પ્રજ્ઞ ચિત્ત પ્રફુલ્લતા. ૧૮
સંકોરી સાળુ બેઠેલી ગૌરવી ગોરસી લઈ
હોંસીલી ગોપીઓ દ્હોતી ધેનુઓ પયથી ભરી. ૧૯
વાછડાં હેત-વાધેલાં પીવાને દુધ માતનાં
તણાતાં અધિરે ઉરે રાશના રોધ વારતા. ૨૦
માતને સ્હાય દેતી ને વત્સની સાથ લાડતી
સૌંદર્યે ગોપબાળાની સુહાસે કાન્તિ શોભતી. ૨૧
વિશાળા વૃક્ષની નીચે વિશ્રમે ઢાળીઆઢળ્યાં
ગોપનાં વૃંદ પેખંતા પ્રદોષે શ્રમ-શિથિલાં. ૨૨
લીંપેલા પ્રાङ्ગણે કોઇ કરંતા ગૂઢ ગોષ્ટિઓ,
ચિન્તાથી મુક્ત ગોપોના હાસ્યથી વાસ છે ભર્યો ૨૩
નંદ બાપુ તણા નેસે આવીઆ અશ્વ રાજવી.
બોંખારી નાચીને જાણે બોલાવે શિશુ સ્નેહથી. ૨૪
રામની વાણ રાચીને આનંદો અટ્ટહાસ્યથી,
દેખીને રથને દોડયો, વંદતો તાત ભાવથી. ૨૫

દબાવી છાતીએ દીધી બાકીઓ બહુ માનથી
નિર્મળા નેહથી સિંચ્યો નેણુના સ્વચ્છ નીરથી. ૨૬

ઉઠયા મંદ–ગતિ ભ્રાતા, સત્વરે આવતા પિતા,
સત્કારી અતિથિ આણે આવાસે આદરે બધા. ૨૭

યશોદા માત સન્માને અતિથિ અતિ વ્હાલથી,
લાવતી વિમળું વારિ, પખાળે પાય તાતજી. ૨૮

બેસાડી આસને રૂડા સ્વાસ્થ્ય સૌ શાન્તિથી પૂછે
પૂછે છે "કોણુ હેતુથી પધાર્યા આપ ગોકુળે." ૨૯

અક્રુર—

આરંભ્યો યજ્ઞ રાજાએ, નિમંત્ર્યા જનપાદ છે,
વરેલા સેંકડો વિપ્રો ભણે છે વેદ મંડપે. ૩૦

દુધ–ઘૃત–દધિકેરી રેલાવો સરિતા પૂરે
શ્રેષ્ટના શ્રેયમાં નિશ્ચે પ્રજાહીત રહ્યું દીસે. ૩૧

નિમંત્રે ગોપબંધુઓ પ્રેમથી પૃથિવી–પતિ,
પધારો પુરમાં કાલે ગોવાળો ગોરસાં લઈ. ૩૨

રાજાના રંજને પૌરા ખીલ્યા છે યજ્ઞ ઉત્સવે,
શોભાવે હાટ ને વાટો અમોલાં વસ્ત્રભૂષણે." ૩૩

વિરામ્યા ઉચ્ચરી વાણી, ઉત્તરે તાતજી વદે
"ભૂપઆમંત્રણો ઝીલી જવું કાલે મધુપુરે." ૩૪

વાળુવેળા થઇ ઉઠયા નિવાસે સૌ સંચર્યા,
કાકા એકાન્તમાં ઉભા વિચારો વેગમાં ચઢયા. ૩૫

બોલાવી મુજને લીધો મંદ સાદે જ મંદિરે,
કેદવાસતણું કારી સર્વ વૃત્તાંત એ વદે. ૩૬

સુણાવે સંકટો સાંખ્યાં યાદવોની વિપત્તિઓ,
ભરાયું ભાખીને હૈયું ભરે છે નેણ અશ્રુઓ. ૩૭

"ભૂપસંદેશ મ્હેં ભાખ્યો, પ્રજાસંદેશ હું દઉં,
કંસનો કાળ વાંચ્છે છે શિઘ્ર પૌરજનો સહુ. ૩૮

રાજ્યના રથમાં બેસી દુષ્ટને દમવા હવે
પધારો પુરમાં કાલે પ્રજા પોકારી વિનવે." ૩૯

બોલીને ભેટતા ભાવે, ભરેલાં ચક્ષુઓ મીંચે,
મૌન દાનપતિ કેરૂં અબોલું દુઃખ દાખવે. ૪૦

કેદની કથની જાણી અધિરા હૃદયે થયા,
દુઃખીયાં માડી ને બાપુ સ્નેહના સિન્ધુ સાંભર્યાં ૪૧

નિશ્ચયો રાત્રીએ કીધા વાસમાં આણ ફેરવી
પ્રભાતે પુર જાવાને ઘૃત–દુધ–દધિ લઇ. ૪૨

શ્રૃંગાર્યાં શકટો ગોપે, શ્રૃંગાર્યા વૃષ વાયુશા,
દેહ શ્રૃંગારનાં કાઢયાં વસ્ત્ર નૂતન રંગીલાં. ૪૩

ગોપીઓ ગોપબાળાઓ પુર–પ્રસ્થાન સાંભળી
પ્રજ્વળી ભર ચિન્તાએ વેદનાભાર–વ્યાકુળી. ૪૪

ઉષાએ ઉઠતી, શોકે વિષાદી વદનો બને,
આતુરે આવીને ટોળે ડુબે વિયોગ–સંકટો. ૪૫

દુષ્ટ દાન--પતિ લેખે, નિહાળે રથ રોષથી,
નિશ્વાસે અસ્ત છે કાન્તિ પ્રભાતે રવિ ઓસથી. ૪૬

વિલોકી બેઉ બંધુને ગ્લાનિમાં ગર્ક થાય છે,
સારથિ રથ દેખીને ગોપી ઉર ઘવાય છે. ૪૭

અથાગી વેદના વેગ વાણુ ના વદને ચઢે,
દુઃખના દરિઆમાંહી મૌન આ ભરતી કરે. ૪૮

ઘેરીને રથને ઉભી, વિનવે વૃદ્ધ તાતને,
"કહાન બાપુ! રોકોને પ્રાણુ એ વ્રજનો ખરે ૪૯

પુરના સિન્ધુએ પેસી આવશે ના નદીતીરે,
રોકોને તાત અત્યારે, વેગ ના વળતી ખળે. ૫૦

શૂન્ય છે વૃજના વાસો, શૂન્યતા વ્રજમાં જુઓ,
અમારા અંતરે વ્યાપી શૂન્યતા હૃદયે કળો. ૫૧

યશોદા માતને ન્યાળો વ્યાકુળી મૃગલીસમી
અંધારાં આંખ આવ્યાં છે, મુંગે મુખ રૂએ અહીં. ૫૨

ત્રાતા એ વ્રજનો જાણો રક્ષાએ રક્ત એ રહે,
લોકનાં હિત–કલ્યાણે મતિ ને મન ઉછળે. ૫૩

ભાનુ આ ભૂમીનો જાતાં નિશા અંધારી આવશે,
આકરી આપદાઓની વર્ષાઓ વ્રજમાં થશે." ૫૪

વિરામી ગોપિકાવાણી, આશ્વાસે તાત એમને,
"આવશે કહાન કાલે ને રીઝશે વ્રજ અંતરે. ૫૫

ન્યાળંતાં નાગરી ઠાઠો રાજ્યના રંગ ભાળશે,
વીર વીરત્વને જોશે મહાતેજી મહોત્સવે. ૫૬

રામ ને કૃષ્ણની સાથે સેંકડો શિશુ સંચરે,
લજ્જાળુ વ્રજની લક્ષ્મી પુરમાં પગલાં કરે ૫૭

કંસના કહેણથી આવ્યા રાજવી રથમાં ચઢી,
આમંત્રે વ્રજને યજ્ઞે, કૃપા એ ભૂપની ગ્રહી, ૫૮

રજા દો મુક્ત હૈયેથી સર્વનું શ્રેય ધારીને,
અમારી વાટ જોતાં તો કાળ શિઘ્ર વહી જશે."

કપાળે ચાંદલા કીધા માતાએ પૂર્ણ પ્યારથી,
મેઘઘેર્યા શશીજેવી સ્મિત-રેખા વિરાજતી. ૬૦

શોકથી મુખડું વ્હીલું આંખથી આંસુ રેલતાં,
મુકે છે મસ્તકે હસ્તો અમારૂ શુભ વાંચ્છતાં. ૬૧

પડીને પૃથ્વી વંદુ હું, માતાના ચરણો ગ્રહું,
મુકતાં શિરને પાયે ધૈર્ય તો ઓસરી ગયું. ૬૨

મુક્તકંઠે રડયો હું ત્યાં માતથી વિખુટો થતાં
મુક્ત હૈયે રડી માડી, છાતીએ લઈ ચાંપતાં. ૬૩

હૈયાની વેદના કારી ધૈર્યથી માડી ઢાંકતી.
ક્લિષ્ટ-કાન્તિ કિશોરી આ દૃશ્ય અદ્‌ભૂત દેખતી. ૬૪

સદાસંગી સદા પ્યારી વેણુ માધૂર્યતા ભરી
વિયોગી ગોપ–બાળાના હાથમાં હેતથી ધરી. ૬૫

લીધી ને વ્હાલથી દીધી "સ્મર્ણ એ વ્રજભૂમિનું
રાખજો અંતરે નિત્યે" વદીને વેણુ મર્મનું. ૬૬

વંદીને વાંસળી લેઈ ધવાયે ઉર ચોંપતો
અમારા ખેલનો સિન્ધુ મુગ્ધ હૈયાં ઉછાળતો. ૬૭

મૌન હું દૃઢ ધારંતો, અચીંતી વાણુ મુખથી
સંવેગે નીકળી જાણે ગેબથી વાણુ વીજળી. ૬૮

"વ્હાલીડા વ્રજના વાસો, વ્હાલીડા વ્રજ-ખેલનો
વિસ્મરાવે નહિં મૃત્યુ અંકાયાં અંતરે ઉંડાં. ૬૯

અમારાં બુદ્ધિ ને હૈયાં, અમારા અંગની કળા
ખીલાવ્યાં વ્રજસૌંદર્યે ખીલાવે રવિ પદ્મનાં. ૭૦

પોષ્યાં છે વીર્યે ને ગુણો, પોષ્યો પ્રેમ પ્રભુતણો,
દીધી છે દિવ્ય દૃષ્ટિઓ, ભાળ્યાં ભર્ગ સવિતૃનો. ૭૧

આંખને જે જણાયે ના, બુદ્ધિ એ ના કદી કળે
બતાવ્યાં ભવ્યતા તત્વો ઉચ્ચ જીવન જૈ શકે. ૭૨

ત્હમારો નિત્ય ઋણી હું, દેવું એ ના દઈ શકું
ગોપ, ગોપાઙ્ગના, બાળા જન્મે જન્મ સ્મરીશ હું. ૭૩

વારશે જો વિરોધો તો વિયોગે પ્રેમ વાધશે
તપીને આગમાં કાન્તિ હેમની દીપ્ત સોહશે." ૭૪

આંખ મીંચી વદ્યોવાણી, ઉઘાડી ધેનુ વત્સને
શૂન્ય–કાન્તિ સમીપે હું ભાળતો દૈવી સ્નેહને ૭૫

વિંટાઇ વાટમાં ઉભાં વ્હીલાં મુખ વિયોગથી
પશુઓ પૂર્ણ પ્રીછેછે વ્હાલની વૃત્તિ; વેગથી. ૭૬

થયો મુંગો હવે હું ને વાણુ તો વસુકી ગઇ
ઝુકાવી શિર હું લેતો રજાઓ પશુબંધુની. ૭૭

ભૂમિ આ હું કદી ભૂલું ! અંકાઇ ઉરમાં રહી
પોષ્યો આ દેહને પ્રીતે માતભાવો ઉરે ધરી. ૭૮

દેતી ઉદાર દીલેથી ઘણું આ ઢગે ધાન્યના
લેતાં એ ના ખૂટે એવા ભંડારો ભૂમિએ ભર્યા. ૭૯

વિશાળાં વૃક્ષ વાધેલાં રંગ ને રસ ઉભર્યાં
તાજાં પાકાં અને સ્વાદુ હર્ષથી ફળ અર્પતાં. ૮૦

નથી કો યાચના કીધી, નથી ચિન્તા કરી મને
પ્રભુએ પાળવા પ્રીતે લીલા વિસ્તારી સૃષ્ટિએ. ૮૧

અરણ્યે પરિપોષેલી ધેનુઓ હૃષ્ટ પુષ્ટ છે
પ્રેમનાં પેય પામીને અમીનાં ઝર્ણ એ ઝરે. ૮૨

નિકુંજોના નિવાસો આ નવ્યજીવન આપતા,
ઉત્સાહે માનવી વાધી નિર્મળે મન મ્હાલતા. ૮૩

કાન્ત કાલિન્દીની દૃષ્ટિ શિતળા વન વાયુઓ
આમંત્રે પ્રાણીનાં વૃંદો મૈત્રિએ ભરતાં ઉરો. ૮૪

સંતોષે રાચતાં હૈયાં, વાગ્છના વધતી નહિ,
પાપના વાસ પામે અહાં નાસતું સ્થાન આ ત્યજી. ૮૫

પ્રેમથી મસ્ત પ્રાણીઓ, પ્રફુલ્લે વાસ પ્રેમથી
પ્રેમથી વૃક્ષ વેલીઓ વિહંગો ઉલ્લસે અહિં. ૮૬

હિંસાના કાતિલા ઘાવો કદી ના દૃષ્ટિએ પડે,
દયા ને મૃદુ ભાવોના નિર્ઝરો હૃદયે વહે. ૮૭

ઉર્ધ્વ–ગામી સદા રૂહેતી વૃત્તિઓ મન–કુળની,
પ્રભુ પ્રત્યક્ષ રાજે છે પેખો ભક્તિ ઉરે ભરી. ૮૮

તેજસૂનાં ભૂલું ના આ લતા ગુલ્મ તરૂવરો
લળીને લળીને નિત્યે અમોને આવકારતાં. ૯૮

માતને તાતને વંદી, વંદીને ગોપકન્યકા,
વંદી શોકાર્ત ગોપીઓ કાકા સાથ રથે ચઢયા, ૯૦

દહીં દુધ અને ઘીએ ભરેલાં ગોરસાં લઈ
ગોપ સજ્જ થયા વ્હેલા વ્હેલના બેલ જોતરી. ૯૧

બોલાવ્યાં બાળકો આવ્યા નવાં વસ્ત્ર ધરી તને
મહાનાદ કર્યો સંઘે, હંકાર્યો રથ અક્રુરે. ૯૨

ચાલતાં બ્હેલ ને ગાડાં ધોરીના ઘુઘરા ગળે
ઘણઘણે વાટમાં જાતાં આનંદે જન આ રવે. ૯૩

મધ્ય આકાશમાં ભાનુ આવતો ભવ્ય ભર્ગમાં,
વાતથી વાટ કાપીને આવ્યા પુરસમીપમાં. ૯૪

સૌરભે મસ્ત મ્હેકેલી રાજની રમ્ય વાટિકા,
સર્વને એ સ્થળે મુકી, કાકા પુરભણી પળ્યા. ૯૫



(૭.)

## મધુપુરી- કંસવધ

સન્માને ધર્મ શૂરાઓ હજારો વિઘ્ન વેઠીને
પ્રાણને ના ગણે કોદી કીર્તિના શિખરે ચઢે. ૧

ભૂપને ભેટ દેવાને ગાડામાં ગોરસાં ભરી
મંડળી ગોપવૃદ્ધોની રાજમંદીર સંચરી. ૨

વિલોકી વૃક્ષ ને વેલો રીઝતાં ગરવા ગજો,
વિલોકી વાડી આનંદ્યા અમારા સર્વ સ્નેહીઓ. ૪

સુધાશાં મધુરાં વારિ શમાવે તન તાપને,
ફળો વૃક્ષપરે પાકયાં લોભાવે ગોપ-લાલને. ૩

સામસામે જુઓ મિત્રો સ્મિતથી સોહતાં દગે
સમસ્યાઓ કરી છુપી ધારતા મૌન સત્વરે. ૫

પુરની પાસમાં મોટો દેખીઓ દુર્ગ દુર્ગમો,
રિપુને હાર દેવાને અસ્ત્ર ને યંત્રથી ભર્યો. ૬

કિલ્લાની ધારમાં ધીંગી વિશાળી વારિએ ભરી
પરિખા છે સરિતાશી રાજરક્ષક ઉભરી ૭

પેખવા પુરની શોભા ઉપડયો સંઘ ગોપનો
ચિત્ર ને નૂતને વેષે વિવિધે સાજ શોભતો. ૮

માર્ગમાં રાજસૈનિકો સજેલા અસ્ત્ર–શસ્ત્રથી
ગોપ–સંઘતણી ચેષ્ટા ન્યાળતા તિવ્ર નેણુથી. ૯

બંસીઓ ઘુઘરીવાળી બજાવે રાગીલે સ્વરે
વધાવે કો કુમારોને મંજુલે નાદ મોહીને. ૧૦

આકર્ષે યુવતીઓ જે ઉભતી ઉચ્ચ મંદિરે,
રાગનાં રસીલાં હૈયાં પ્રમોદે મસ્તીએ ભરે. ૧૧

રાજમાર્ગો વિશાળા ને વિરાજ્યા વૃક્ષરાજથી,
રીઝતા જન જે જાતા પુષ્પની મંદ વૃષ્ટિથી. ૧૨

છાંટતા વાટમાં વારિ ચંદને ચારૂ મ્હેકતું
નિવારે તાપ સંતાપો ઉલ્લાસે ઉર લ્હેરતું. ૧૩

ભૂષણો રત્નનાં ભાળ્યાં વળી કાઞ્ચન ભૂષણો
હાટમાં આંજતાં આંખ પ્રભાથી રત્ન મૌક્તિકો. ૧૪

વિરંગી વર વસ્ત્રોના થોકથી અતિ શોભતી
દુકાનો સેંકડો પુરે, ગ્રાહકી મેદની ઠરી. ૧૫

શોભાવ્યાં ભૂષણે વસ્ત્રે વૈશ્યોએ માર્ગમંદિરો,
તેજસ્વી તોરણો બાંધી શોભતી પુર શેરીઓ. ૧૬
વિવિધે રંગ–પોષેલાં પતાકા ધ્વજ ફરૂફરે
લક્ષ્મીના લાડથી લાડ્યા ઉચ્ચ આવાસ ઉપરે. ૧૭
દૂર દેશથકી આવ્યા વૈશ્ય વ્યાપાર ખેડવા
મ્હેલ ને મંદિરો રંગે રાય દિલ રીઝાવવા. ૧૮
રાજવી ઠાઠથી રાજ્યા નચાવી તેજી વાજીઓ
સત્તા--સુરક્ત સામન્તો પ્રવેશે રાજમંદિરો. ૧૯
ગાનના ઘોષથી ગાજી નાટ્યશાળા સ્થળે સ્થળે,
વિલાસી લોકનાં ટોળાં માણવા મોજ વિચરે. ૨૦
લભવી વાટિકાઓમાં સ્હેલતા જન શોખીલા
નર્મ–ગોષ્ટિ અને હાસ્યે ગોરજે કાળ ગાળતા. ૨૧
સેંકડો શિશુઓ હસ્તે પ્યાલા ઇક્ષુરસે ભરી
વ્હેંચતા વાટમાં પીતા લોકના શોક હોંસથી. ૨૨
કોઠારો ધન ધાન્યેથી ભરેલા સેંકડો પુરે,
હજારો હર્મ્યનાં દ્વારો મઢેલાં હેમ ને રૂપે. ૨૩
કર્ણરંજન રાગોના નીકળે વાદ્યના સૂરો,
કંઠ–માધુર્યતા ઘેરી ડોલાવે રસીલાં દિલો. ૨૪
રાજધોબી મહામુલાં વસ્ત્ર મોહક લૈ જતો
માર્ગમાં પેખીઓ ગોપે ગર્વીલી ગતિ ચાલતો. ૨૫

વિવેકે નમ્ર વાણીથી કિશોરો વસ્ત્ર માગતા,
મદોન્મત્ત જનો લેશું લક્ષમાં કદી નમ્રતા? ૨૬

"પ્રભાપૂર્ણ દુકુલો આ દીપતા દેહ દેવના,
ગોવાળા અજ્ઞ શું જાણે અંગ–શ્રૃંગારની કળા? ૨૭

પાશવી જીવનો ગાળો વનમાં આ વનેચરો!
રાજના લ્હાવ લેવાને તપી જન્મ ધરો બીજો. ૨૮

સાંભળી તોછડી વાણી ગર્વ ને મૂર્ખતા ભરી,
કાળક્રોધી થયા ગોપો પાશવી બળ દાખવી. ૨૯

દંડથી ધોબીને દંડયો શુદ્ધ ખોઈ સુએ ભૂએ,
ભવ્ય કાન્તિભર્યાં વસ્ત્રો દીપાવે ગોપ–દેહને. ૩૦

પ્રજાની મુક્તિને માટે ગોપસંઘ પુરે પડયો
દેવાને રાયને શિક્ષા પ્રીછતા પુર–મ્હાજનો. ૩૧

દિવ્ય આ બ્હારનાં દશ્યો મોહ–મુગ્ધ બનાવતાં,
ઠગે ના સુજ્ઞને એતો જ્ઞાનબુદ્ધિથી શોચતાં. ૩૨

પ્રજાના અંતરે જ્વાળા કંસના અપકૃત્યથી
જ્વલંતી સ્પષ્ટ ભાળું હું અમારી સ્હાય એ બની. ૩૩

પોષતા નેત્રની સાને પુરના સૌ મહાજનો
ગોપના સંઘનો હેતુ ત્રાસકેરા વિનાશનો. ૩૪

અમારાધ્યેયથી મોહ્યા વદે છે "સજ્જ છે પુરી"
સંઘમાં આવતા શાણા શસ્ત્રના બોજ સંગ્રહી. ૩૫

સુગંધી પુષ્પ માળાઓ સુદામો માળી અર્પતો,
ઉમંગી ગોપસેનાને આદેશે માર્ગ યજ્ઞનો. ૩૬

મળે છે માર્ગમાં કુબ્જા થાળ લૈ અંગરાગનો,
યાચતાં સત્વરે લેપે ગાત્રો ગોપકુમારનાં. ૩૭

મ્હેકીયાં વસ્ત્ર ને મ્હેક્યો માર્ગ એ મધુપુરીનો,
કસ્તુરી–કેસરે પુર્યાં મહામુલાં વિલેપનો. ૩૮

વાંકડી કાય કુબ્જાની, ગ્રંથી મ્હેં મનમાં કળી,
અંગુષ્ટે પગ દાબીને ઉંચકી ચીબુકે તહીં. ૩૯

છુટી ગ્રંથી થઇ યષ્ટીસમી એ અંગની લતા,
શર્દના શશીશી શોભી રૂપ યૌવનની છટા. ૪૦

આભને ચુંબતો જાણે ઉચ્ચ પ્રાસાદ ભૂપનો,
શિલ્પીઓની કળાકેરા વૈભવોથી વિરાજતો. ૪૧

સેંકડો દાસ દાસીઓ મૌનમુક્ત મૃદુસ્વરે
ઉદ્દેશે એકબીજાને, કર્મમાં રક્ત એ રહે. ૪૨

સાંભળી યજ્ઞનો ઘોષ બન્યા ઉત્સુક સૌ ઉરે,
ગતિને વેગ આપીને ધાયા સૌ રાજમંદિરે. ૪૩

ચિત્ર સૌંદર્યથી શોભ્યો મધ્ય ચોક મહાલયે,
અનોખી યજ્ઞશાળાના રક્ષણે રક્ષકો રહે. ૪૪

ગયા ત્યાં ને ઠર્યાં ચક્ષુ સજેલા ચાપઉપરે,
“વીર્ય-પુંજ! વિલોકો આ” યજ્ઞપાળો મ્હને વદે. ૪૫

સંવેગે પળતો પાસે, ધનુ આ કંસરાયનું
તોળતો હસ્તમાં લૈને, વિલોકે સેન રક્ષીનું. ૪૬

નમાવ્યું નોકથી સ્હેજે ભગ્ન ચાપ થયું તહીં,
મહાશબ્દ ઉઠયો એનો અસ્ત–તેજ ચમુપતિ. ૪૭

ચોંકતા રક્ષકો ચિન્તે પુજતા નિત્ય ચાપને,
વ્યાકુળા સંભ્રમે દોડી આપતા ભાળ ભૂપને. ૪૮

અમોએ યજ્ઞ આરંભ્યો ભલેરૂ ચાપ ભાગીને,
સંચર્યો સંઘ ઉદ્યાને "હાહાકાર" સુણી પુરે. ૪૯

બાળના ચિંતને બેઠી મંડળી વૃદ્ધ ગોપની
અમારો વેષ ભાળીને બને છે મુગ્ધ હર્ષથી. ૫૦

પુત્રના વીર્ય ને તેજે પ્રફુલ્લે પ્રેમથી પિતા,
પ્રદોષે શિતના સ્પર્શે પુષ્પથી ખીલતી લતા. ૫૧

"દેવતા પુજ્ય છે બેટા! ભૂપ દેવ સમો વડો
વિવેકે નમ્રભાવે ને સન્માને રાજ રીઝવો." ૫૨

નંદબાપુ વદી વાકયો શિક્ષા દેતા કુમારને,
અમારો ધ્યેય આંકેલો, શાન્તિથી સુણતા અમે. ૫૩

પ્રજા પોકાર સુણીને નૃપનો નાશ સાધવા,
રામનીસાથ રાત્રીએ વિચારો મંડળે કર્યા. ૪૫

પ્રભાતે પાઠવ્યો દૂત આવી વાણ મૃદુ વદ્યો,
"આમંત્રે વ્રજવાસીને રાય ને સૌ સભાજનો" ૫૫

આજ્ઞાઓ વ્રજવૃદ્ધોની સંગ્રહી અમ મંડળે,
કેશ વસ્ત્ર સમારીને વિચર્યા રંગમંડપે. ૫૬

સભાના દ્વારમાં દીઠો મસ્ત માતંગ ટ્હેલતો,
જનોનો માર્ગ રોકીને વિકરાળો યમ-દૂતશો. ૫૭

મ્હાવતે જોઇને ગોપો કોપાવ્યો ગજરાજને,
કીકીઆરી કરી દોડ્યો અમારા વધકારણે. ૫૮

નાસતા દર્શકો ત્યાંથી પડ્યો હું પૃથિવીપરે,
ઘાવ દેવા જતા દંતો ભૂમિમાં જોરથી ગડે. ૫૯

વિફર્યો ગજ પેખીને દંડ માર્યો જ મસ્તકે,
રામદંડપ્રહારોથી માતેલો ધરણી ઢળે. ૬૦

માર્ગને મોકળો કીધો, રંગશાળા પ્રવેશતા,
વિરાજ્યો રાજવી મંચે, મલ્લો સજ્જ થઇ ઉભા. ૬૧

"રામ! કૃષ્ણ! મહાવીરો" વાણી ચાણૂર ઉચ્ચર્યો
"ગોપની જગવ્યાપી છે પ્રખ્યાતી મલ્લ યુદ્ધમાં. ૬૬

આમન્ત્ર્યા રાજરાજેન્દ્રે નાણવાને નિપુણતા,
સંતોષો સર્વ સામન્તો સંતોષો પુરની પ્રજા." ૬૩

સાંભળી વચનો આવાં રામ હૃષ્ટ થયા અતિ,
ઈશારો આંખનો દેઈ બોલતા ગોપનાવતી. ૬૪

"પ્રજા છે અંગ રાજાનું, પ્રજા પ્રેમથી ભૂપતિ
કાર્યસિદ્ધિ ગણે, તૃષ્ટિ પ્રજાની રાજ્યની ભૂતિ. ૬૫

પ્રજાનું સુખઃ પોષંતાં રાષ્ટ્રજોમ વરિષ્ટ છે,
પ્રજા પોષેલ રાષ્ટ્રોનાં સર્વ અંગઃ બળિષ્ટ છે. ૬૬

રાષ્ટ્રના રંજને ખુંપ્યો પ્રજાપ્રિય પ્રજા–પતિ
પુજ્ય છે, લેખવો એને સ્વર્ગલોકતણો પતિ. ૬૭

ભૂપ આમંત્રણે આવ્યા લક્ષ્ય છે હિત રાજ્યનું,
નિશ્ચયો એ અમારા છે, ધર્મથી કદી ના ચળું. ૬૮

મહાકાય! દીસો માતા જોમમાં યમરાજશા,
બાળ સાથે ભીડી બાળો ખેલતા ખેલ કુસ્તીના. ૬૯

યુદ્ધ આમંત્રણો દો છો સ્વીકારે ગોપમંડળી,
સજ્જછે રંગ–શાળા આ, બાથંબાથ મળે બળી. ૭૦

ભીડયા મુષ્ટિકની સાથે રામજી રંગમંડપે,
ગ્રાહ્યો ચાણૂર મ્હેં રંગે, ભાળતો ભૂપ વિસ્મયે. ૭૧

મલ્લને મોડતા વીરો ઉત્સાહે યુદ્ધ ખેલતા,
પ્હાડો શું પ્હાડથી ભીડયા વિલોકે સ્તબ્ધ થૈ સભા. ૭૨

મલ્લના મસ્તકે રામ પ્રહારે સપ્ત મુષ્ટિએ
રક્ત ઓકી પડયો પૃથ્વી, વૃક્ષ શું વસુધા પરે? ૭૩

ભુજાઓ જોમથી ગ્રાહી ઘુમાવી વીર વર્તુલે,
પ્રહારે પગના પાડયો મલ્લ ચાણૂર મંડપે. ૭૪

"ધન્ય" "ધન્ય" પુકારે છે મુક્તકંઠે મહાજનો,
અમારો જય ઝાંખીને બને છે કંસ બ્હાવરો. ૭૫

વિરોધી બોલતો વાણી, કરાળો કોપ છે ઉરે,
ભાળીને ભય હું ધાયો ભૂપના મંચ ઉપરે. ૭૬
ખેંચીને ખડ્ગ મ્યાનેથી કાઢતો એ પ્રહારવા
પડ્યો કિરીટ શિરેથી, ગ્રહીને કેશ રાજના, ૭૭
પાટક્યો રંગ પૃથ્વીએ, પડ્યો હું કુદી તેપરે.
નષ્ટ–પ્રાણ થયો નૃપ વ્યાપીયો ભય મંડપે. ૭૮
ભાગતા ભૂપના ભૃત્યો, ભાગતા સૌ સભા-જનો
પેખી પરાક્રમો આવાં આનંદે પુરના જનો. ૭૯
મુક્ત કીધાં પિતા માતા, વંદુ હું પડી પાયમાં,
મહામોદતણા વેગે વાણી કુંઠિત કંઠમાં. ૮૦
અશ્રુઓ હર્ષ વર્ષે છે, ભેટે છે બેઉ બંધુઓ
આસપાસે નિહાળે ના નેત્રો પુત્રપરે ઠર્યાં. ૮૧
પિતાજી ત્યાં પધાર્યા ને પધારી વૃદ્ધ મંડળી,
નંદતી હર્ષનાદોથી ગાજતી આ મધુપુરી. ૮૨

તા. ૨૬–૨૯ ૧૨–૪૩



(૮.)

## મિત્રોની વિદાય-આશ્રમ નિવાસ.

રાજના ત્રાસથી મુક્તિ સુખ ઐહિક આણુતી,
વળે જો શ્રેયના પંથે ઉન્નતિ ભવ્ય આવતી. ૧.

વિનાશે દુષ્ટ રાજાના યાદવો મગ્ન ઉત્સવે
ઉછાળે હર્ષના પ્રેમે વધાવે ગોપબંધુને. ૨

લેખેછે રામ ને કૃષ્ણ નેતાઓ જનતાતણા
ભાળેછે ભાવિમાં ભારે વિનાશો રાજ-રાષ્ટ્રના. ૩

પિતા ને વૃદ્ધગોવાળો કિશોરો અમ સંઘના
જવા વૃંદાવને માગે પ્રભાતે પ્યારથી રજા. ૪

તાતને વ્હાલથી ભેટું નેણુ નીર વહ્યાં જતાં
શબ્દ ઉચ્ચારવા શક્તિ જીવ્હાએ ના જણાય કાં. ૫

વ્હાલાંથી વેગળાં થાતાં વાધતી ઉર વેદના
શીળા વાયુ ક્રૂરે થાતાં સંતાપે તાપ સૂર્યના. ૬

વિલોકે એકદષ્ટિએ મિત્રો મુખ કરી નીચાં,
વાદળાં વ્યોમમાં આવ્યે નિસ્તેજે તેજ ભાનુનાં. ૭

સંયમે મૌન ધારંતા આશા–ભગ્ન ગતિહીણા
ભેટીને એક બીજાને વિખૂટા પડતા સખા. ૮

પિતા ને જનનીકેરા લાડકા વૃષ્ણિભોજના
લાડકા ગોપગોપીના, લાડકા જનતાતણા. ૯



રાજસિંહાસને બેઠા ઉગ્રસેન થઇ છુટા,
અભિનંદે પ્રજા પ્રેમે નેતા યાદવ–ભોજના. ૧૦

ગર્ગ પુરોહિતે કીધા સંસ્કારો શાસ્ત્રવિધિથી
દેવકીરોહીણી હૈયાં લ્હેરે આનંદના નિધિ. ૧૧

માતને તાતના બોધ્યા વિદ્યા–વ્યાસંગ સાધવા
ઋષિ સાન્દિપનિકેરા અવંતી આશ્રમે ગયા. ૧૨

“વસુદેવતણા પુત્રો યાદવીવંશ ઉદ્ભવ્યા
વિદ્યાકાજ અહીં આવ્યા” બોલી એવું પગે પડયા. ૧૩

ઋષિએ આશિસો આપી ભાળવ્યા પટ્ટ શિષ્યને,
સુદામે આશ્રમે સ્નેહે સંભાળ્યા રામકૃષ્ણને. ૧૪

ક્ષિપ્રાનાં નીર આછેરાં સ્વચ્છ છે ચૈત્ર વ્યોમશાં,
ખેલતાં કુદતાં વારિ માછલાં ચારૂ વાનનાં. ૧૫

સુંવાળી રેતીમાં ખેલે બાળકો બળ-ખીલતા.
આવતાં નારીનાં વૃંદો નીર ત્યાં નીતર્યાં ઠર્યાં. ૧૬

કન્યાઓ માતની સાથે મટુકીને મુકી શિરે
ઉત્સાહે દોડતી દીસે હર્ષ-ફુલી નદી તીરે ૧૭

ધેનુ ને વત્સનાં વૃંદ તૃણુ તીર ફરી ચરે,
મેળવી તૃપ્તિ મધ્યાન્હે વિસામે વૃક્ષની તળે. ૧૮

સિદ્ધિ સ્વાધ્યાયની સાધી આવતી અમ મંડળી
ચિન્તા-મુક્ત મહાશબ્દે ચાલતી રમતો બધી. ૧૯

મુનિઓ મઢુલી રૂહેતા સરિતા સ્નાન મ્હાલતા
ગુરૂભાવભીના શિષ્યો વસ્ત્ર લૈ તટ ઉભતા. ૨૦

શોક ને દુ:ખનાં દૃશ્યો ભૂમી એ નહિ ભાળતી,
શાન્તિના દુર્ગ ન્યાળીને ભાગતાં ભય ને ભીતિ ૨૧

દુર્ગુણો દૂરથી દેખી મહાસત્વ મહાજનો
પળંતા પળમાં પાછા લાજી, પેખી પરાજયો. ૨૨

પ્રકાશે સજ્જનો શીળે વસંતે વન-રમ્યતા
ખીલે પ્રભાતના રંગો નિર્મળે નભ શર્દમાં. ૨૩

ઋષિઓ આશ્રમે રૂહેતા બનાવી પર્ણની કુટી
વન્ય-ધાન્ય-પરિપોષ્યાં શુદ્ધ જીવન સંયમી. ૨૪

ધ્યાનમાં મગ્ન કો રૂહેતા, સ્વાધ્યાયે મગ્ન કો દીસે.
મગ્ન કો જ્ઞાનચર્ચામાં યોગની મસ્તી કો લહે. ૨૫

વેદશાસ્ત્રતણી ચર્ચા મંડળે મંડળે કરે
ભૂત ને વર્તમાનેથી ભાવીનાં શાસ્ત્ર કો ઘડે. ૨૬
મુનિ સાન્દિપનિ દૃષ્ટા મોટેરા ઋષિકુળના,
મેધાવિની મહાપ્રશ્નો પરિશોધી ઉકેલતા. ૨૭
વિશુદ્ધે દૃષ્ટે તાસે વિચારો વિશ્વ–હિતના,
દયા–વત્સલતાસંગે મહાભાવ હૃદે વસ્યા. ૨૮
પુજ્યને પુજતા પ્રેમે, મુનિના મુખદર્શને
અમારાં મન ને બુદ્ધિ ઉચ્ચગામી સદા રહે. ૨૯
બને અજ્ઞ જનો પ્રજ્ઞ ઋષિપુણ્યપ્રતાપથી,
ધરે છે કાઞ્ચની કાયા લોહ પારસ સ્પર્શથી. ૩૦
ભરેલી વાણી માધૂર્યે સંયમી અલ્પ બોલતા,
ચક્ષુઓ દિવ્ય દેઇને દર્શનો ભવ્ય અર્પતા. ૩૧
સર્વ શિષ્યતણા હૈયે અંકાયું પુણ્યશ્લોકનું
નિર્મળું દિવ્યતા–દીપ્યું સૌમ્ય મુખ શશીસમું. ૩૨
સુજ્ઞનાં સ્નેહસંસ્મરણો માનસે હજુ મ્હાલતાં,
સત્ય ને શીળના પંથે જીંદગી વ્હેણ વાળતાં. ૩૩
દૂરથી ઋષિ દેખીને મોદના દોટ મુકીને
મુનિ કુમારકો કન્યા પાયને પકડી રહે. ૩૪
સ્કંધપે રહી ઝોળીથી પાકેલાં ફળ આપતા,
વાટીને હેત હૈયાનાં વટાવી માતને જતા. ૩૫

આશ્રમે ધેનુ ને વત્સો મૃગલાં મૃગ-બાલુડાં
ઉછર્યાં ભાવ-ઉર્મિથી સ્નેહ-દૃષ્ટે વધાવતાં. ૩૬

વૃક્ષ ને ઝુલતી વેલી પોષેલાં પ્રેમ-વારિથી
વાધેલાં જીંદગીજેમે ખીલતાં શાન્તિ-દાનથી. ૩૭

નમ્રભાવે ફળે ફુલે આતિથ્યે પૂર્ણ ઉલ્લસે,
ભુમીના ભોમીયાજેવાં પશુઓ પ્રેરતાં પથે. ૩૮

આશ્રમે રીઝતાં સૌએ ગુરૂની સમદૃષ્ટિએ,
ગુરૂ-સન્માન રક્ષીને સ્વાતંત્ર્યે વધતા અમે. ૩૯

સ્વાતંત્ર્યે સોહતાં રશ્મિ, સ્વાતંત્ર્યે જળ સ્હેલતાં
સ્વાતંત્ર્યે ખેલતો નિધિ, સ્વાતંત્ર્યે વાયુ ખેલતા. ૪૦

સ્વાતંત્ર્યે પશુ ને પંખી ગિરિ વેલ તરૂવરો
ઉન્નતિ મ્હાલતાં સર્વ, સ્વાતંત્ર્યે આત્મ-સિદ્ધિઓ. ૪૧

હોતાની હોમશાળાઓ ભરેલી વેદ વાણીથી,
હજુએ માનસે ગુંજે હવિકેશ સુવાસથી. ૪૨

સુરભી વત્સની સાથે વને કોદી જતા અમે,
કરૂં ત્યાં વ્રજની ઝાંખી, ગોપ-ગોપી ઉરે તરે. ૪૩

લાવતા શિર મુકીને ગાંસડા ઘાસ ધાન્યના,
કર્મથી પ્રેમ પોષાતો, વાધતા વળી વીર્યમાં. ૪૪

પત્નિઓ મુનિઓ કેરી પતિ-ભાવે ફળી ફુલી,
ભવ્ય ભાવનપોષેલી પ્રભુના પ્રેમ-પ્રજ્જવળી. ૪૫

સૌજન્યે સર્વ શિષ્યોને સંતોષે સ્નેહ-દૃષ્ટિથી
અનેરી વસ્તુઓ આપી માતને વિસ્મરાવતી. ૪૬

ઋષિબાળા અને બાળો સ્વાતંત્ર્યે સંયમી થતાં,
વર્ષની સાથ વાધંતા સદ્દગુણો સત્ય–પોષીઆ. ૪૭

આચારો આશ્રમે પોષ્યા હૈયું બુદ્ધિ વિકાસતા,
પ્રભુભાવ શીળે પોષ્યા જોમ જીવન અર્પતા. ૪૮

પ્રભાતે ઉઠીને વ્હેલા વેદમંત્ર વિચારતા,
ઉચ્ચરી ઉચ્ચ નાદેથી આવાસોને ગજાવતા. ૪૯

અમારી સર્વ શાળાઓ નિકુંજોમાં નિવાસતી,
વાયુ ને સૂર્ય–રશ્મિના યોગથી વન-લક્ષ્મીશી. ૫૦

અનધ્યાયતણા દીના વધાવે કુલ મોદથી,
સ્હેલથી ધ્યેય સાધંતી ગમ્મતે ઘડીઓ જતી. ૫૧

જામતી રાત્રીએ ગોષ્ટિ બાળ–વૃદ્ધ–યુવાનની,
શાન્તિ સંહાર થાયે ના મંડળી મિતભાષીણી. ૫૨



આવતા રાજમ્હેમાનો ત્યાગીને ગર્વ રાજના,
આદર્શો જ્ઞાન–આંકેલા નમ્રભાવે નીહાળતા. ૫૩

દુન્યવી પુરની દૃષ્ટિ, સાંકડાં પુરજીવનો,
આશ્રમે આવતાં આંખે દિવ્ય જીવનનાં ઝરો. ૫૪

લોભના પ્રૌઢ વિસ્તારો, રમ્યતાભાસ પુરના
સંતાયે દેખી આ દૃશ્યો રવિથી તમ રાતનાં. ૫૫

ગુણગ્રાહી ગૃહસ્થોના ધ્યેય અધ્યાત્મ કામીને
આનંદે આ મહિપાળો સદ્ભાવો ઉર સંગ્રહે. ૫૬

વિશ્વપ્રેમે પચ્યા દ્વિજો શંકરી વૃત્તિને વરે
શ્રેયને અર્પીને આત્મા સ્વાર્થને પ્રેયને ત્યજે. ૫૭

સત્ય જીવનની લ્હેરો અહર્નિશ અહિં વહે
અસત્યો ઓસરી જાતાં પૂર્ણતા જીવને બને. ૫૮

દૂર છે બાહ્યની દૃષ્ટિ, દૂર દેહ પટંતરો
દેવના દ્વાર ખુલ્લાં ને અંતરાય રહે ન કો. ૫૯

દેખશો અંતરે મ્હારે દેવને નજીકે દૂરે
નિશાના તિમિરે જોશો ઉષાની મૃદુકાન્તિએ, ૬૦

રવિની ઉગ્ર દીપ્તિમાં, શશીના સૌમ્ય જ્યોતિએ,
તારલાની મીઠી મીટે, ધૂમકેતુતણા તને, ૬૧

ગિરિના ગૌરવે દીસે, હરિના વીર્ય વિક્રમે,
સુવાસે પુષ્પના એઠા વૃક્ષપે નમ્રવેલીએ. ૬૨

પક્ષીના મંજુ ગાનોમાં સરિતા શાન્ત સંગીતે
વનોના ભવ્ય ગામ્ભિર્યે સિન્ધુના ગૂઢ ગર્જને. ૬૩

કો દીને ભવ્ય તેજોથી અંજાયે મુજ આંખડી
છતાં આન્તર ચક્ષુએ દૃશ્ય છે દિવ્ય એ છવિ. ૬૪

દેવ સર્વત્ર ખેલંતા સમત્વે સ્વસ્થ થૈ મને
શાન્ત દાન્ત પીછાનેછે જીવન-ઐક્ય લહી જગે.. ૬૫

ઉષાથી પ્રેરણા પામી મુનિઓ સત્વ-સંઘર્યા
આપની અંજલિ લેઈ સવિતા અર્ઘ્ય આપતા. ૬૬
દિવ્ય દેહેથી દીપંતો વિક્રમે વડવીરશો
આવતો રવિ આકાશે રાજવી રત્ન-ઉજ્જવળો. ૬૭
વંદતા મુનિઓ મૌને ઉર-પદ્મ વિકાસતાં,
મેધાના રંગ ઓજસ્વી ભાનુભર્ગથકી થતા. ૬૮
ઉષાસંગાત ઉઠીને અનોખાં દૃશ્ય દેખતાં
દર્શનો અંતરે પામું અનેરી સુખઝાંખીનાં. ૬૯
સારથિ રવિનો આવે દિશાઓ રંગથી ભરે,
પ્રાચી સૌભાગ્યથી સોહી રાજ્ઞીજેવી લસે રૂપે. ૭૦
ભવ્યતા નભની ભાસે, ફુવારા તેજના ફુટે,
ઉગતા ભાનુને ભાળી હૈયું મ્હારૂ લળી નમે. ૭૧
ધીમે ધીમે ગિરિસાનું ધારતું વસ્ત્ર તેજીલું,
વ્યોમની ભવ્યતાસાથે સ્પર્ધાએ નહિ હારતું. ૭૨
પર્ણના અંતરે વૃક્ષે પ્રવેશે રવિરશ્મિઓ,
સોનેરી રંગથી રંગે પક્ષીની પર્ણકુટીઓ. ૭૩
પ્રભાતે જળ બિન્દુઓ તાજાં પત્રપરે તરે,
રવિ-કિર્ણે દીપ્યાં પત્રે લીલાં લીલમ શું બને ? ૭૪
મયૂરી પાંખશી સોહે ભાનુની કિરણાવલિ
નાચતી પત્રની સાથે વાયુ લ્હેરથી વિહ્વળી. ૭૫

અને રાગીલ પક્ષીઓ મંત્ર ને સ્તોત્ર ઉચ્ચરે
ભરાયે હોંસથી હૈયું, ભારતી મુખથી ઝરે. ૭૬

મંદવેગી વહી વાયુ પ્રહારે શું અશાન્તિને,
ચિત્ત ઉંચે ચઢાવેછે ધૈર્યનાં મુળ સિંચીને ૭૭

જમાવે જેમને દેહે શીળી સત્તા પ્રભાતની
પ્રમોદે પશુઓ પંખી ક્ષિપ્રા ને વિટપાવલિ. ૭૮

બાળતેજ સવિતાનાં તરૂપુષ્પતણી છટા
પક્ષીનું પ્રેમસંગીત સાંધે સંબંધ આત્મના. ૭૯

ઉચ્ચ એ સંધિના જેમે ઉન્નતિ શિખરે ચઢું
શમેછે પાર્થિવી વૃત્તિ રમ્યતારત હું રહું. ૮૦

સત્ય છે એ પરાનંદ, પ્રેમ એ પ્રભુતા ગણો,
ગણો એ જ્ઞાન ને જ્ઞેય, જ્ઞાતા એ જ્ઞાનમાં ગળ્યો. ૮૧

રમ્યતા વસ્તુઓની ના પૃથક્ ભાવે કદી કળો,
સમગ્રે નાણતાં એને સ્વરૂપે વસ્તુ ભાળશો. ૮૨

નિહાળ્યે દુન્યવી દૃષ્ટે વિકૃતિ ત્યાં પ્રવેશતી.
વિકૃતિ આવતાં આંખે રમ્યતા લુપ્ત થૈ જતી. ૮૩



એકદી નમતા પ્હોરે સુદામાસાથમાં ગયા
અરણ્યે લાકડાં લેવા પાઠવ્યા ગુરૂ—પત્નીના. ૮૪

કાપીઆં કાષ્ટ ને બાંધ્યા ભારા શિર પરે ધર્યાં
સૂર્ય અસ્તાચળે જાતાં અંધારાં મહી ઉતર્યાં. ૮૫

ચઢેલો મેઘ આકાશે, ચંચળા ચમકી રહી,
ઘીટ તિમિરમાં ભૂલ્યા વાટડી અમ વાસની. ૮૬

જોમથી વર્ષતો મેઘ ગર્જના નભમાં કરી,
અમારી આજુબાજુએ ભીષ્મતા શું રહી ભમી. ૮૭

વેગથી જામિની જાતી, વેગથી વારિ દોડતું,
અમારા વેગને રોકે કાંટાળાં વનનાં તરૂ. ૮૮

વાટભૂલી વને ઘુમ્યા થાકીઆ શ્રમઓજથી,
વિશ્રમ્યા વડની નીચે સુદામો અમ સંઘવી. ૮૯

કાષ્ટ લેવા ગયા, પાછા નિશાએ ના વળ્યા અમે
જાણી ચિન્તા ધરી ધાયા દયાળુ ગુરૂ સત્વરે. ૯૦

અરણ્યે મંડળી મોટી ઉંચે શબ્દ પુકારતી,
ઘવાએલાં ઉરોકેરી વેદના વ્યક્ત શું થતી. ૯૧

પોકારો પુજ્યના સુણી અમારા દેહમાં ઉઠ્યો
વેગ શું વીજળીકેરો ગાત્રને જોસ અર્પતો. ૯૨

ઉત્તરો તત્પરે દીધા બુમથી મુષ્ટિ—ઘોષથી,
ધ્યાનથી એ દિશા જોઈ વધ્યું મંડળ વેગથી. ૯૩

દૂરથી કાષ્ટના ભારા અમારા મસ્તકે લહી
દોડીને વેગીલા વીરા ઉતારે ઓજને મહી. ૯૪

પાદ—પદ્મો ગુરૂકેરા વંદતા નમી વ્હાલથી,
ઉઠાડી સદ્ય લેતા એ બાથમાં અમ મંડળી. ૯૫

વિલોકે વદનો નેણો પિતાના ગાઢ પ્રેમથી,
ભાળીને અમને સ્વસ્થ વહે આનંદ નેત્રથી. ૯૬

ધૈર્ય ને દઢતા દેખી વાત્સલ્યે નંદતા ગુરૂ
શિષ્ય કલ્યાણ વાઞ્છીને ભાવિ ઉકેલતા બધુ. ૯૭

વટાવી વનનું વારિ આવીઆ મધ્ય રાત્રીએ,
કાન્ત કલ્લોલતા કંઠે વધાવે માત આશ્રમે. ૯૮

ગુરૂના ગુણથી વાધ્યા, વાધ્યા મંડળ સ્નેહથી,
માતાએ આશ્રમે સિંચ્યા હૈયાની અમીરેલથી. ૯૯

પઢ્યા ત્યાં વેદવેદાઙ્ગો, રહસ્યે રાચીઆ વળી
રાજ્યનીતિ–કળાઓમાં ગણાયા સુજ્ઞઅગ્રણી. ૧૦૦

નૈપુણ્યે યુદ્ધવિદ્યાના પ્રખ્યાતી પૂર્ણ મેળવી
યુદ્ધ લેવા કદી કોએ હામ હૈયે નહિ ધરી. ૧૦૧

સુદામો દોસ્તના દાવે દિલ સામ્રાજ્ય ભોગવે
મિત્રના વ્હાલપે પોષ્યા ભાવ અંતરના ખીલે. ૧૦૨

ક્ષત્રીના શૌર્યમાં વાધ્યા શસ્ત્ર–અસ્ત્રપ્રયોગથી
વધારી વીર્યની કિર્તિ અવન્તી આશ્રમે રહી. ૧૦૩

ઋષિઓ સર્વ સંતોષ્યા સંતોષ્યાં કુલમાતને
ભારતી ભાતુ લેઇને સીધાવ્યા મધુપુરીએ. ૧૦૪

૩૧–૧૨ ૪૩, ૪–૧–૪૪.



(૯.)

## જરાસંધનું આક્રમણ-કાળયવનનો નાશ.

માનતા લક્ષ્મીની મોજે જનો સુખ પરંપરા,
દુ:ખનાં ધામ એ જાણો આપત્તિ આણતાં સદા. ૧

ગિરિપુર પિતાપાસે રાણીઓ કંસરાયની
કષ્ટની કથની કહેતી-પિતા જે રાજસંઘવી. ૨

માનીતો માગધી વંશ વીર્યવંત ભૂપે ભર્યો,
રાષ્ટ્ર-વિસ્તાર ને જોમે સાર્વભૌમપદે રહ્યો. ૩

કંસનો કાળ જાણીને જરાસંધ જરી ગયો,
પુત્રીઓ વિધવા પેખી દુ:ખના દરિએ ડુબ્યો. ૪

દવાગ્નિના સમી કારી જાગતી જ્વાળ ક્રોધની
દેશને શૂર સેનાને નાશના પંથ પ્રેરતી. ૫

"તુચ્છ આ યાદવી વીરો, આહીરો હીણુ જાતીના
ઉખેડી એમને નાંખું કાંટાળા તરૂઓ સમા. ૬
વેણુ આવાં વદી રોષે કરે છે સજ્જ સેનને
સામન્તો સંઘમિત્રોને સંદેશા સદ્ય પાઠવે. ૭
વૈભવો માણવા મોટા, પ્રજાના પ્રાણ ચુસવા,
ગૌરવી ગણુરાજ્યોને જુક્તિ જોમે વિનાશવા. ૭
માતેલા આ મહીશોએ સ્થાપીઓ સંઘ સંપીને
જોમ–તેજ–પ્રભાપોષ્યો જરાસંઘ મુખી બને. ૯
ગિરિદુર્ગ મળી સેના મોટેરી રાજમિત્રની,
ધ્રુજતી ધરણી જાણે ચંડશક્તિ પ્રભાવથી. ૧૦
ભારતી ભૂપતિઓ ને તેજસ્વી ભડ સુભટો
આજ્ઞાધીન થઇ આવ્યા, જોઇ રાજ મદે ફુલ્યો. ૧૧
વીર્ય ને ગર્વનો જાણે મહાસાગર ગર્જતો,
યદુવંશવિનાશે શું પ્રલેપૂર ઉછાળતો. ૧૨
"સજેલી યુદ્ધના સાજે સોહતી સેન શૌર્યથી
લઈ, કૃષ્ણતણો કાળ બાળવાને મધુપુરી, ૧૩
આવતો વીજળી વેગે" સૂણી ચોંકયાજ યાદવો,
સભામાં મંત્ર–ગોષ્ટિએ મળેછે પુર મ્હાજનો. ૧૪
પુરને રક્ષવાકેરી આદરી સદ્ય યુક્તિઓ,
ધીંગા દુર્ગપરે મુકે યંત્રયુક્ત શતઘ્નીઓ. ૧૫

દિવાલે દુર્ગની રાખ્યાં કારમાં સર્વ આયુધો,
કોઠારો પૂર્ણ ધાન્યેથી, વારિપૂર્ણ જલાશયો. ૧૬

શૌરસેનતણી સેના સંખ્યાએ પરિમિત છે,
સંપ ને સ્નેહથી બાંધી વજ્રકાય બને રણે. ૧૭

વિલોકી વાટથી રાજા તૈયારી યાદવોતણી,
વિચારે મંત્રીઓસાથે રીત યુદ્ધવિકાસની. ૧૮

રિપુઓ ઘેરતા પુરી દ્વારને તોડવા મથે,
અમારી બાણ–વર્ષાએ વીરનાં વીર્ય ઓસરે. ૧૯

દુર્ગરાખી શતઘ્નિઓ ફેંકતી અસ્ત્ર વેગથી
સેંકડો અરિયોદ્ધાનો સદ્ય સંહાર યોજતી. ૨૦

સામન્તો મિત્ર–રાજાઓ વ્યાકુળા વિગ્રહે બને,
સાધવા શત્રુનો નાશ રાજ–રાજેન્દ્ર વિનવે. ૨૧

સંગ્રામે સુભટો કુદ્યા કારમા એ કટાક્ષથી,
દુર્ગને તોડવામાટે મંડાયો જંગ જોમથી. ૨૨

નેતાઓ મ્હાજનોકેરા નિશાએ નિર્ણયો થયા.
"દુર્ગ–દ્વાર કરી ખુલ્લાં શત્રુઓ રણુભેટવા." ૨૩

ચુનંદા સૈનિકો લેઇ રામ રાજેન્દ્ર ભીડીઆ,
ધનુર્ધારી વીરો લૈ મ્હેં ખેલીઆ દાવ યુદ્ધના. ૨૪

ઘવાયા મસ્ત માતંગો ઘવાયા તુરગો પડે
સારથિશિર છેદતાં રથીઓ રવડ્યા રણે. ૨૫

પડયું ભંગાણુ સેનામાં કોપિઓ નૃપતિ–પતિ,
રામના વિક્રમે રૂઠયો જંગ ખેલે મહારથી. ૨૬

વ્યર્થ આ વીરના યત્નો, ભાગતા શત્રુ-સૈનિકો,
નિસ્તેજ્યો સંધવી જાણે રવિ અસ્તાચળે જતો. ૨૭

ગળ્યો ગર્વ અને રાજા સંકેલી નિજ સેનને
ગિરિદુર્ગ જતો પાછો, ધુમાતો રોષ અંતરે. ૨૮

પામી હાર દરે પેઠો વેરની જ્વાળ પ્રજ્વળી,
બેસે શું શાન્તિથી કોહી ચંડતેજ બળી અહિ? ૨૯

ચિંતવે યાદવો ચિ-તે જરાસંધતણી નીતિ,
તૈયારી પુર રક્ષાની ઉત્સાહે ધૈર્યથી ધપી. ૩૦

ધણીએ વાર આવ્યો એ રોળવા મધુપુરીને
યુદ્ધમાં હારમાં લેઇને વળ્યો પાછો ગિરિવ્રજે. ૩૧

ચંડ–શક્તિ મહાતેજી તૈયારી મહતી કરે,
જંગ દારૂણુ દેવાને મળે સેના ગિરિવ્રજ. ૩૨

"પ્રલેકાળતણા મેઘોસમાને આવશે ચઢી,
માઝા–મુકયા સમુદ્રોના તરંગોશાં દળો લઈ, ૩૩

ઝુઝશે વેર લેવાને ક્ષાત્ર ધર્મે રહ્યો અરિ,
અલ્પ છે આપણી સેના સંગ્રામે ટકશે નહિ. ૩૪

માગધીરાજના કટ્ટા વિરોધી રામકૃષ્ણ છે
પળે અન્યસ્થળે જો તે આવે ના એ મધુપુરે." ૩૫

પૌરોની સાંભળી વાણી ગયા ગોમન્તકે અમે
મળ્યા જ્યાં જામદગ્નિને રૂહેતા જે યતિજીવને. ૩૭

શોભતા સૌમ્ય વર્ચસ્વી, તિવ્ર તેજ વહી ગયાં,
દેવાન ગુરૂના જેવા નિપુણા રાજનીતિમાં. ૩૭

ઝગહુળે નેત્ર ને મુખે પ્રકાશો જ્ઞાન–સૂર્યના,
વિશાળે મનડે એના વસે કલ્યાણ વિશ્વનાં. ૩૮

સત્ય ને રાજ-ધર્મોના વકતા એ વિશ્વશ્રેષ્ટ છે,
યુદ્ધ-વિદ્યા-કળાઓના જ્ઞાતા એ ભૃગુવર્ય છે. ૩૯

જાણુતા જગના વંશો, જાણુતા દેશ પૃથ્વીના,
જાણુતા ભૂત ને ભાવિ દ્રષ્ટા ત્રિકાળદૃષ્ટિના. ૪૦

યાદવીવંશના વીરો જાણી મુગ્ધ થયા મુનિ,
અમારાં અંગ દેખીને દૃષ્ટિ ભાવ–ભીની બની. ૪૧

પિતાના સ્નેહથી પેખે, મોદતા અમ વિક્રમે,
કરી આતિથ્ય પ્રિતેથી રીઝવે અમ ઉરને. ૪૨

નાના-દ્રુમ-લતા-શોભ્યો બતાવ્યો મુનિ–પુંગવે
ગિરિ ગોમંત જ્યાં ઘુપે કુંજરો મૃગ કાનને. ૪૩

વ્યોમમાં મ્હાલતાં શ્રૃંગો ઘુમતા ઘન વિશ્રમે,
નિર્મળાં જળનાં ઝર્ણાં ઝરી મંજુ ધ્વનિ કરે. ૪૪

ગોમન્તકે ગયા જાણી આવતો રાજ અદ્રિએ
ચેતાવે પર્વતે અગ્નિ ગોઠવી સેન બાજુએ. ૪૫

શ્રૃંગના અશ્રયે બેસી અમે ચાપ ચઢાવીઆં,
કરીને બાણુની વર્ષા અરિઓ અકળાવીઆ. ૪૬

પ્રેરકોને નહિ પેખે ભાળતા શર મૃત્યુશાં,
પડે છે પ્હાડશા યોદ્ધા પૃથ્વી પીડ પુકારતા. ૪૭

પ્રધ્વંસી આ પ્રહારોથી ભૂલતા ભાન શું શૂરા,
મૃત્યુને ટાળવા માટે ભાગતા રણુ—ગાભરા. ૪૮

ગ્રહેલા ભક્ષને ખોતાં ઉકળ્યો ઉર રાજવી,
સૈન્ય સંહાર ન્યાળીને ગ્રહ્યો પંથ ગિરિપુરી. ૪૯

આમન્ત્રે યાવની ભૂપ માન ને ટેક ત્યાગીને,
કાળનો કાળ એ દેખો સૈનિકો સિંહશા રણે. ૫૦

આક્રમો આકરા આંકી ધૈર્યનો બંધ તુટતો,
આનર્તે યાદવો જાતા દેશ એ દિલમાં વસ્યો. ૫૧

વસાવ્યું પુર ને કીધા કિલ્લાએ રમ્ય કાંગરા,
મધ્ય દેશ પરિત્યાગી નિધિમિત્ર અમે બન્યા. ૫૨

કરાળી યાવની સેનાસાથમાં કાળ આવતો,
જરાસંધ ઝગ્યો વીચે ચોપાસે પુર ઘેરતો. ૫૩

સ્થાપીને દ્વારકાં શાન્તિ લઉં માર્ગ મધુપુરી,
કાળની ભાળ લેવાને સુભટો સાથમાં લઈ, ૫૪

પેઠો હું રાત્રીએ પુરે, નિહાળી કાળ-સેનને,
લક્ષ લૈ માગધી સેના કળી એકત્ર જોમને. ૫૫

ઉઘાડી દ્વાર એકાકી વળું હું પાસ પર્વતે,
પુર છોડી જતો જાણી કાળરાજ અનુગમે. ૫૬

ગિરિગાઢઅરણ્યોમાં મહાસેન ગુંચાય છે.
અમારી દોડની ગુંચો ગુફામાંહી સમાયછે, ૫૭

પેઠો હું, પેસતો કાળ ગિરિની ઘોર ગહ્વરે,
મહાકાય મહાવીર્ય માધાન્તા સુત જ્યાં રહે. ૫૮

ઘોરતા ગાઢ નિદ્રામાં, કાળ પાદે પ્રહારતો,
ઉઠયા સદ્ય, પ્રહારે એ, કાળ ભાન ભૂલી પડયો. ૫૯

શિઘ્ર પ્રાણ પળ્યા એના, નિષ્કામી યોગીને નમું
યદુવંશી જણાવીને યુદ્ધ–વૃત્તાંત હું વદું. ૬૦

જાણીને કાળનું મૃત્યું, માગધી યાવની વીરો
સ્વદેશે ભાગતા, ભૂપ સૂર્ય શું ગ્રહણે ગળ્યો. ૬૧

મ્હાત સૌ રાવરાણાઓ મ્હાત છે મદ રાજનો,
ઘવાયો સંઘનો ગર્વ, ગણોનો જયઃ ઉજ્જવળો. ૬૨

વિશાળા ભાવ ભાળે ના પ્રજાના સુખદુઃખને
ગણે ના વૈભવે રાચી સ્વાર્થને શ્રેષ્ઠ એ ગણે. ૬૨

મહીશો આ મહિષો છે પ્રજાના પ્રાણ શોષીને
બનેલા ગર્વમાતેલા વિલાસે વિલસે મદે. ૬૪

તા. ૮–૧–૪૪ ૧૦–૧–૪૪



(૧૦)

## દ્વારવતી-રૂક્મિણી હરણ.

સૌંદર્યે શોભતી લક્ષ્મી ચારૂપુત્રી પયોધિની<br>
તટોના પુર પુરાઈ વૈભવોને ઉછાળતી. ૧

વસેલું વારિધિકાંઠે દ્વારકા દ્રશ્ય ખીલતું<br>
વસંતે રંગ-રંગીલું પુષ્પ શું સૌરભે ભર્યું. ૨

યોજના વિશ્વકર્માની વિકાસી પૂર્ણ તર્કથી,<br>
દીપાવી કૃતિ-વૈવિધ્યે શિલ્પીએ શિઘ્ર બુદ્ધિથી. ૩

ચોપાસે ચંદ્ર-લેખાશી પયોધિપરિખા રહી,<br>
દુર્ગના દૃઢ સ્થાનોમાં શતઘ્નિ શત ઘોષની. ૪

નિધિને ખેડનારાઓ દૂરથી દૃષ્ટિ આવતા,<br>
પશ્ચિમા દ્વારમાં પ્રૌઢા કિલ્લાઓ યદુરાષ્ટ્રના. ૫

વ્યોમવીંધી ધ્વજા ઉડે મેઘચુંબિત મંદિરે,
નોબતોના મહાનાદે સૂર સાગરીઓ પૂરે. ૬
ભવ્ય પ્રાસાદ ભાસંતા ભરેલા પૂર્ણ વૈભવે,
દેવ–દેવેન્દ્રના મ્હેલો સ્પર્ધાએ ના ટકી શકે. ૭
વિશાળા રાજમાર્ગોને શોભાવે છે મહાલયો
વાટિકા મ્હેકતી મધ્યે ઉલ્લાસે સ્હેલતા જનો. ૮
ધર્મ–નિષ્ટ દ્વિજો આવ્યા કર્તવ્યો ઉપદેશતા
મુનિ સાંદિપનિ પ્રજ્ઞ પુરોહિત–પદે સુહ્યા. ૯
ટાળીને શત્રુનો ત્રાસ યાદવો પુર મોદતા,
વિપત્તિ–ઘન વેરાતાં રવિ રશ્મિ વિરાજતાં. ૧૦
કળા ને બુદ્ધિ કૌશલ્યે રેલતી લક્ષ્મી સાગરે
પુરી–કાન્તિ પ્રકાશેછે રત્ન–મંડિત મંદિરે. ૧૧
સન્માને રાજ–રાજાના નરેશો દૂર દેશના
ગિરિદુર્ગતણી શોભા વસીને ત્યાં વધારતા. ૧૨
મહેચ્છુ માગધીરાજ વિક્રમે જગજાણીતો
અખિલે ભારતે એની સત્તાજાળ જમાવતો. ૧૩
દંતવક્ર મહાવીર્ય અને કારૂષ રાજવી,
કલિંગાધિપતિ, પૌન્ડ્ર, ચેદીરાજ ચમુપતિ, ૧૪
રાજા સૌવિરનો શૈબ્ય, શાલ્વ, ગાન્ધાર-નૃપતિ,
કાશ્મિરી રાજ ગોનર્દ, અંગરાજ મહામતિ. ૧૫

ઘણાએ રાવરાજાઓ દમામે આ નૃપેન્દ્રના
બનેલા પ્રતિમા જેવા ઇચ્છાને વશ વર્તતા. ૧૬

ઉન્નતિ પુરીની જોઈ જરાસંઘ ઉરે જળે,
ખોદવા રાષ્ટ્રનાં મુળો ઉત્તેજે નિજ મિત્રને. ૧૭

વૈદર્ભી રાજની કન્યા રૂક્મિણી નવ-યૌવના,
સૌંદર્યે મતિએ શીળે જાણો સાગર-કન્યકા. ૧૮

પ્રીછીને પુત્રીની ઇચ્છા, યાદવી સ્નેહ ચાહીને,
લગ્નમાં મુજને દેવા વદે છે ભૂપ પુત્રને. ૧૯

દ્વેષ ને વેરથી રૂઠી યાદવો અપમાનવા
જાળ નાંખી જરાસંઘે શિશુપાળ વરાવવા. ૨૦

પુત્રને પક્ષમાં લીધો પિતાને પડતો મુકી,
વિવાહે પુરમાં રૂક્મિ આમંત્રે ચેદી રાજવી. ૨૧

ભ્રાતાઓ ચેદી રાજના વિક્રમે શક્રના સમા
હર્ષ-ઘેલા વધુ લેવા વૈદર્ભી રાજભૂષણા. ૨૨

શ્રૃંગાર્યા મત્ત માતંગો શ્રૃંગાર્યા તુરી તેજીલા
શ્રૃંગાર્યા હેમ-રૂપાના શોભિતા રથ રંગીલા. ૨૩

શૌર્ય ને સાજમાં સ્હોતી સેના લૈ ચતુરંગિણિ,
આવતી જાન મોટેરી ચેદીનાથ નૃપેન્દ્રની. ૨૪

પધાર્યા સંઘના નેતા, પધાર્યા અન્ય ભૂપતિ,
પધાર્યા જંગમાં ઝુઝયા જોદ્ધા ભીમ પરાક્રમી. ૨૫

કુંડિનીપુરમાં પેઠી છત્ર–ચામર શોભતી
શિશુપાળતણી સ્વારી દુંદુભી ઘોષ ગાજતી. ૨૬

રાજ્યશ્રીએ રહ્યો રાજ્યો વનશ્રીપૂર્ણ આબુશો,
પ્રચંડી કૌવતે રાજા દીપંતો દાનવેશશો. ૨૭

મદે ને મસ્તીએ એતો લાગતો બાળકેસરી
ભક્ષને ગ્રાહીને ઉરે ભક્ષીણી વૃત્તિ જાગતી. ૨૮

જીભ છે ખડ્ગના જેવી માનવી મર્મ વીંધતી
છતાં એ મિત્રનીસાથે દગાએ રાચતો નહિ. ૨૯

જાન સન્માનવા કાજે સામૈયે રૂક્મિ સંચર્યો
મહા–પ્રાણ મહેશોને ભેટીને ગર્વમાં ચઢ્યો. ૩૦

ગજાવી નોબતો લાવ્યા, ઉતાર્યા ઉચ્ચ મંદિરે,
લગ્ન આરંભવામાટે વિનવે પુત્ર માતને. ૩૧

સજેલા પુરને ભાળી, લગ્નની વાત સાંભળી
દુભાયું ઉર ને દુઃખે થાય રૂક્મિણી વ્યાકુળી. ૩૨

વૈદર્ભી વાટ–ભૂલેલી મુનિની મૃગલીસમી
ગ્રસેલી વ્યગ્રતાએ ને ચિન્તાના સાગરે ડુબી. ૩૩

યાદવોના યશોગાનો જ્યારથી શ્રવણે પડ્યાં,
દેવના કૃષ્ણની સાથે હૈયાં સ્નેહ–બળે જડ્યાં. ૩૪

વરેલી પ્રેમ–પ્રાબલ્યે, નિશ્ચયે મનનો થયો,
સંકેતે દ્વિજ તેડીને પ્રેમ–સંદેશ પાઠવ્યો. ૩૫

"કેસરી–કેસરીણીનાં લગ્નની ખ્યાતિ વિશ્વમાં
લગ્ન શિયાળનીસાથે કરે સિંહી ન સૃષ્ટિમાં. ૩૬

હૈયાનાં દાન મ્હેં દીધાં, અહર્નિશ રમો મને,
આવ્યાની આશમાં ગાળું દીર્ઘ કાળ મહાબળે. ૩૭

ધારીને કુળનો ધર્મ જવાને દેવીદર્શને
શોભતી વાદ્ય વાજીંત્રે સવારી નગરે ચઢે. ૩૮

માર્ગમાં મળજો મ્હાવા! મહાવેગી રથે ચઢી,
ઉગારી અંગના લેજો, આશ્રયે આપના રહી." ૩૯

સંદેશો સાંભળી ઉઠ્યો સતી સન્માનવા ત્વરે,
શિઘ્રગામિ હયો જોડી દોડાવ્યો રથ દારૂકે. ૪૦

બેસાડયા વિપ્રને સાથે આશ્વાસ્યા ધૈર્ય આપીને,
રીઝતા સ્વસ્થતા પામી ઓજસ્વી યત્ન દેખીને. ૪૧

હરાવી વાયુને વેગે વાટમાં હય ઉડતા,
દાખવી વીર્ય ઉત્સાહ સ્વામીનું કાર્ય સાધતા. ૪૨

નિર્જને સ્થાન થંભ્યો હું ઋષિ અંતઃપુરે ગયા,
જણાવી હાસ્યથી સાને, ઉત્સાહે ઉત્સવે ભળ્યા. ૪૩

કરીને કાર્યની સંધિ સંકેતી સ્થળ યોજીને,
આવતા દ્વિજને દેખું દેખતો સર્વ સિદ્ધિને. ૪૪

નિર્મેલે માર્ગ હું ઉભો વરાહગી ઉર ઝંખતો
વાદ્ય વાજીંત્રથી ખીલ્યા વાજીને વશ રાખતો. ૪૫

સજેલી લગ્નના વેષે શશીસોળકળાખીલી
કાન્તિએ સૌમ્ય રાજંતી પ્રિયા આનંદ વર્ષતી. ૪૬

ઝાડની આડમાં છુપ્યો દેખી આતુર એ બની,
ધાઇને પેસતી મ્હારી પાંખમાં બાળ પંખીશી. ૪૭

પ્રિયાનું મુખડું જોઇ અશ્વો કાન ઉંચા કરી
ધુધવ્યા કેસરીશા ને ચક્ષુથી જ્યોત નિર્ઝરી. ૪૮

જેમગંગાતણીરેલો શરીરે રેલતી દીસે
નાકથી શક્તિદાખંતો પ્રાણ પૂર્ણબળે વહે. ૨૯

નાચતા તાનથી તુરી જવા શું સમરાઙ્ગણે
અરિથી યુદ્ધ લેવાને અંગો અંગ શું તરૂવરે. ૫૦

રૂક્મિણી સ્યંદને લીધી, હુંકાર્યા હય ઉપડે,
વીજળી–વેગથી ઉડી પંથ દ્વારવતી પળે. ૫૧

વડાભાઈ મળ્યા વાટે, સૈનિકો યશ–ઉજ્જ્વળા
સાથમાં શોભતા શસ્ત્રો જોમથી જંગ મ્હાલવા. ૫૨

પ્રફુલ્લ્યા વપુને પેખી, સ્ફુરતું સ્મિત નેણમાં,
વિજે–ઘોષ ગજાવેછે વ્યાપેછે હર્ષ સેનમાં. ૫૩

"ઉપાડી રાજકન્યાને યદુવીર પળી ગયો"
પુરમાં વાત પ્હોંચી ને જરાસંધ રીસે ભર્યો. ૫૪

જોતરી તુરગો તેજી ધાય છે સૌ મહારથી.
ધાયછે અશ્વ-સેનાનિ સાથે અશ્વ–દળો લઇ. ૫૫

સજેછે યાદવીસેના રામજી રણ–રાચતા,
જીતવા રીપુને જંગે, પૂર્વનું વેર વાળવા. ૫૬

વાગતાં રણવાદ્યો ને ચાલતા વીર વિક્રમે,
પ્રકાશે શર તેજીલાં, રગોમાં રક્ત ઉછળે. ૫૭

ઉત્સાહી દીપતાં મુખો ઉત્કટે રણ ખેલવા,
ધરા એ ધ્રુજતી જાણે પ્રહારે શૂર–પાદના. ૫૮

સામ સામે ભીડે મોટા હોંસીલા સુભટો રણે
યોધના અસ્ત્ર–શસ્ત્રોના નાદથી દીશ ઉભરે. ૫૯

મત્ત માતંગશા ઘુમી રામજી રણ ખેલતા,
સંહારે શસ્ત્ર–અસ્ત્રોથી રિપુઓ રણ–વિફર્યા. ૬૦

પડયું ભંગાણ સેનામાં સૈનિકો ધીર ત્યાગતા,
સેનાનિ હાક ના સુણે, ત્રાસેલે ઉર ભાગતા. ૬૧

પડેલું મુખ પેખીને શિશુપાળ નરેશનું,
રાજ–રાજેન્દ્ર આશ્વાસે બોલી વાયક નીતિનું. ૬૨

“જીતહાર જનોકેરી કાળને વશ છે સદા.
કાળને વશ છે સુખો, કાળને વશ આપદા.” ૬૩

વળેછે નગરે રાજા, રૂકૂમૈયો રોષ–રક્ત છે,
મારવા મુજને કીધી પ્રતિજ્ઞા ને ચઢ્યો રણે. ૬૪

મળ્યો એ નર્મદાતીરે દ્વંદ્વ આહ્વાન કીધલું
ઉમંગે ઝીલતો હું ને આદર્યું યુદ્ધ કારમું. ૬૫

ખુલ્લુ ખડ્ગ લઇ હસ્તે એકાકી, રથથી કુદી,
મ્હને સંહારવાકાજે દોડતો વીર વેગથી. ૬૬

તાકીઆં તીર તીણાં મ્હેં, ઢાલ ને ખડ્ગ જોધનાં
કાપીઆં, અસિ કાઢું હું લેવાને પ્રાણ રૂકિમના. ૬૭

ક્રોધ મ્હારો કળી ઉરે ભીતિ–ત્રસ્ત ભિરૂપ્રિયા
પડીને પાયમાં ક્હેતી "બચાવો નાથ! ભાઈઆ" ૬૮

ગ્રહીને બાંધીઓ બંધે, નાંખીઓ રથમાં રથી,
કીધો કુરૂપ, આવી ત્યાં વદેછે રામ રોષથી. ૬૯

સંબંધી રાજવી એ છે, નિંદ્ય કર્મ કર્યું ત્હમે,
છોડી દો શીઘ્ર રૂકિમને મૃતપ્રાય પરાજયે." ૭૦

વડાભાઈતણાં વેણો સુણી મુક્ત કર્યો અમે,
કુંડિને ના ગયો રૂકિમ, વસાવી પુર ત્યાં રહે. ૭૧

મોદમાતા થયા બંધુ, મોદમાતા જ સુભટો,
દીર્ઘ પંથ થયા ટુંકા, દેખીઓ દુર્ગ પુરીનો. ૭૨

ઘેલછા જયની વ્યાપી, ઘેલછા લગ્ન હર્ષની,
નિધિ આનંદનો ગાજે શ્રૃંગારે શોભતી પુરી. ૭૩

વધાવે દંપતી પુષ્પે, વધાવે મૌક્તિકે જનો,
વધાવે ભૂષણે વસ્ત્રે ઉત્સાહે નાગરી સ્ત્રીઓ. ૭૪

વાટ જોતાં રહ્યાં વાટે વંદીએ માત ને પિતા,
વડિલો વંદીએ પ્રીતે, વંદીએ પ્રેમીલી પ્રજા. ૭૫

લગ્નકેરા સમારંભે રસીલી યાદવી પુરી
દૈવી સૌંદર્યમાં શોભી સ્વર્ગની અમરાવતી. ૭૬

દેખીને નાગરી દૃશ્ય પ્રિયાહૈયું પ્રફુલ્લતું,
સ્વામીસંગે રહી રીઝી કાન્તિનૂર પ્રભા-ભર્યું. ૭૭

શર્દના નીલ આકાશે તારલા તેજ રેલતા,
નાથના ગાઢ ઉત્સાહે પત્ની ભાવો પ્રકાશતા. ૭૮

વર્ષાશી મંદ વર્ષે છે વાણુ સુધા—રસે ભરી
ઉર્ધ્વ—ગામી પતિહૈયું પ્રેમથી તરબોળતી. ૭૯

મુગ્ધ સ્નેહરસે સોહ્યાં પ્રિયાનાં નેણુ નિર્મળાં
આશાએ ભરી પ્રેરંતાં પંથ શું પ્રગતીવતા. ૮૦

જોડતા એક બીજાનાં હૈયાં આતુર કોમળાં
વિનોદી રંગમાં રંગી ભેદ—ભાવ ભગાવતા. ૮૧

પ્રાણુ સંજીવની મ્હારી પ્રિયા જીવનની સખી,
એકનિષ્ટે કરી સેવા રમાડયો રસ-વારિધિ. ૮૨

સ્મર્ણુ ત્હારાં કરૂ શાં શાં અમોલા ભાવથી ભીનાં,
ઉજાળી જીંદગી મ્હારી, નિવાસો સુખથી ભર્યા. ૮૩

ઘાટિલા મુખની કાન્તિ પૂર્ણરૂપ શશીસમી,
ઉષાશા અમલા તેજે આસને હર્ષ આપતી. ૮૪

કોમળી કુસુમોજેવી, ગતિએ વાયુ લ્હેરીશી,
હાસ્ય છે તારલા–તેજી નમ્રતા નવ વેલની. ૮૫

દિશાઓ અજવાળેછે પ્રભા આનંદ–જ્યોતની,
છાયા ના આવતી કોદી શોકનાં વાદળાંતણી. ૮૬

કુરૂપો દુ:ખનાં ઘેરાં રાણીની નજરે ચઢે,
નષ્ટ કુરૂપતા કષ્ટો પ્રયત્ને સર્વ ઉલ્લસે. ૮૭

નેત્રને ઠારતાં મોજાં મહાસાગરમાં ઉઠે,
દયા ઉદાર ભાવોના તરંગો ઉર–સિન્ધુએ. ૮૮

પોતીકાં પોતીકાં ર્‌હેતાં, પરાયાં પોતીકાં થતાં,
આત્મભાવ પ્રસારીને સમત્વે સાથમાં લીધાં. ૮૯

અનાથો આવતાં આંખે અટારીએ ઉભે કદી
માડીશી પાંખમાં લેતી, સંભાળે પુત્ર-પ્રીતિથી. ૯૦

માતા એ વીર પુત્રોની, ધાત્રી એ પુરવાસીની,
નિહાળી મુખ રેલેછે હૈયાં હર્ષ જુવાળથી. ૯૧

દીપતી કુળદેવીશી દેવી એ શૂર–રાષ્ટ્રની,
દયાળુ નેત્ર–દૃષ્ટિએ સંતાપોને શમાવતી. ૯૨

લક્ષ્મીના લાડથી ઉઠયા પ્રાસાદો જે પ્રભાવતા
ઝગ્યા તે નિર્મળાં તેજે દેવી–પુણ્ય પ્રકાશના. ૯૩

દાસ ને દાસીઓ સર્વ દાસ્યભાવ ભૂલી જતાં
પુત્ર ને પુત્રીઓ જેવાં આજ્ઞાઓ શિર ધારતાં. ૯૪

સુહાગી દ્વારકાપુરી માતની શીળી છાયમાં
પ્રફુલ્લે, કુંદનાં પુષ્પો શાન્તિશીળ પ્રદોષમાં. ૯૫

ધ્યેય ને ભાવના ઐક્યે ઐક્ય સર્વત્ર સાધીયું,
દિવ્યાંશી પ્રેમ–પ્રાબલ્યે સુખ અદ્વૈત સાંપડ્યું. ૯૬

૧૧–૧–૪૪, ૧૭–૧–૪૪.



(૧૧)

## સંઘ–રાજાઓનો નાશ.

વિશ્વસેવા વરેલાને સેવા ના શોધવી પડે<br>
ઉઝવે એક ત્યાં બીજી સઘ શિર ઉંચું કરે. ૧

ભોમાએ ભૂપકન્યાઓ પુરેલી પ્રાગજ્યોતિષે<br>
રીબાવે ત્રાસ આપી એ વૃત્તાંતો સાંભળ્યાં અમે ૨

જાણીને જુલ્મ ભોમાનો દાનવે દિલ કંપતો,<br>
દુઃખ દાવાનલો દેખી જરા ના જીવ જંપતો. ૩

સંવેગે પુરમાં પ્હોંચ્યો, વિદાર્યો ભોમ ભૂપતિ,<br>
મુક્ત થૈ રાજકન્યાઓ વિપત્તિ–વારિધિ ડુબી. ૪

કુમારી કુમળા–દિલી નિષ્પાપી ભાવના–ભીની<br>
પાપીના પાશથી છુટી મોદ–સંપન્ન નાચતી. ૫

વાસંતી બાળભાનુશાં કન્યાનાં વદનો લસે,
સર્વાંઙગે વીકસી પદ્મો ખેલતાં સર નિર્ભયે. ૬

"લક્ષ્મીલોભ કરી દૂરે પ્રજાનો પ્રાણ તોષવો"
સુત્ર એ સમજાવીને પુત્રને રાજ્ય સોંપતો. ૭

મધ્યદેશ ત્યજી આવ્યા દ્વારકા યદુવંશીઓ
ભીતિ મુક્ત બન્યો માર્ગ માગધી રાજ-રાજનો. ૮

છકયો તે લક્ષ્મીના છાકે છકયો છે બાહુના બળે
"રાજરાજેન્દ્ર" કહેતા સૌ છકયો તે મત્સરે મદે. ૯

"દેવનો દેવ પોતે છે, સૃષ્ટિએ ના સમોવડો"
માન્યતા મનમાં એના, વિષાદે રાજ–મંડળો. ૧૦

રણે હાર્યા નરેશો જે પડયા દાસત્વ–પાશમાં
સંદેશો પાઠવે "કેદી રાજાઓ નરમેધમાં, ૧૧

હોમવા ધારતો નિશ્ચે જરાસંધ ગિરિવ્રજે,
સંહારો સદ્ય આવીને મૃત્યુશા મહાપાપને. ૧૨

સંદેશો રાજપુત્રોનો સંગ્રામે દેશ નાંખતો,
ભારતી ભૂપભાવિનો મહાપ્રશ્ન ખડો થતો. ૧૩

ગિરિદુર્ગ ઉભી રાખી સેના સજ્જ વીરોતણી
અનેરાં શસ્ત્ર--અસ્ત્રોનું કળા કૌશલ્ય દાખતી. ૧૪

જરાસંધ કરે યત્નો માન ને મદ પોષવા,
રાજવૃદ્ધિ વિલોકે જો આદરે યુક્તિ તોડવા. ૧૫

મ્હેશો દેશદેશોના નહિં શિર ઉંચું કરે,
અમાપે જોર યોજેલું દેખી યત્ન--શિથિલ રૂહે. ૧૬

અંધકો—ભોજ—વૃષ્ણિની સેના અલ્પ પ્રમાણમાં,
શૌર્યસોહી નહિ ફાવે વિગ્રહે દૂર દેશમાં. ૧૭

ગુંચવે ગુંચ આ મોટી, તર્ક—વિતર્કમાં પડયું
માર્ગ ના મન આલોકે, સામે સંકટ છે ગાઢું. ૧૮

પંથની રજથી રાજ્યો લઈ સંદેશ યજ્ઞનો
આવતો દૂત એકાકી ઇંદ્રપ્રસ્થ—નરેશનો. ૧૯

મહેચ્છાઓ મને વ્હાલે ચક્રવર્તી મહેશને,
ગજાવા જીતનો ડંકો આરંભે યજ્ઞરાજને. ૨૦

વ્હાત ના માગધીરાજ યજ્ઞસિદ્ધિ બને નહિ,
દ્વંદ્વ—યુદ્ધે ગ્રહું એને કલ્પના મનમાં કળી. ૨૧

ઇંદ્રપ્રસ્થ ગયો ભેટ્યો પાર્થને વળી ધર્મને,
સન્માની સ્વાગતો સ્નેહે ભેટું હું ભડભીમને. ૨૨

માદ્રીસુતો પ્રીતે વંદે, પુજ્ય કુંતીપદે પડું,
દ્રોપદી—ગૌરવે દીપ્યા રાજ—પ્રાસાદમાં પળું. ૨૩

સભામાં પાન્ડવો બેઠા પૌર, સામન્ત રાજવી,
રાજસૂય—ક્રતુકેરી ચર્ચા મંડળ ઉદ્દભવી. ૨૪

"રિદ્ધિ છે યજ્ઞને માટે, યજ્ઞથી જનશ્રેય છે,
વીર્ય છે રણને માટે" યુધિષ્ટિર કહે મને. ૨૫

"ક્ષાત્રતેજ અને શૌર્ય મૂર્તિમંત ત્હમેજ છો,
લોક કલ્યાણમાં શૌરિ! સંતતે યત્નશૂર છો. ૨૬

બંધુ છો, ગુરૂ છો નેતા, સૃષ્ટિનું શુભ ઇચ્છતા
મહાત્માના મહાવાક્યો મોક્ષના માર્ગ પ્રેરતાં. ૨૭

ન્યાય-દૃષ્ટિ નીતિ-જ્ઞાતા, ધર્મ-ધુરંધરે ત્હમે,
આદેશો અમને આપો કૌરવી કુળ પાળશે." ૨૮

કૃષ્ણ—

"ભારતી ભૂપતિઓમાં અગ્રણી રણરંગીલો
જરાસંધ મહાસેન તેજસ્વી ગર્વ-ઘેલડો. ૨૯

યુદ્ધમાં જય ના દેખું આછેરૂં સૈન્ય આપણું,
આવે ના સાથમાં ભૂપ! રાજમંડળ ભે-ભર્યું. ૩૦

ભીમ ને પાર્થ લૈ સાથે પ્હોંચું શિઘ્ર ગિરિવ્રજે,
દ્વંદ્વસંગ્રામ યાચીને યજ્ઞ-વિઘ્ન નિવારીએ." ૩૧

વધાવ્યા ધર્મરાજાએ, વધાવે ભારતી સભા
વિચારો મ્હેં વદેલા આ વીરો બેઉ ઉમંગીલા. ૩૨

રાજગૃહ જઈ જોયા સભા મધ્ય વિરાજતા
રાજરાજેન્દ્રને, આભે તારામંડલ ચંદ્રશા. ૩૩

દેખીને દૂરથી રાજા હર્ષ-નાચંત નેણથી
ઉભા સન્માનવા પોતે ઉભા છે સર્વ રાજવી. ૩૪

સ્વાગતે ના પડે પાછો વિવેકી વડવીર એ,
આસનો યોગ્ય આપીને, આવ્યાનાં કારણો પુછે. ૩૫

"ભારતી યોધરાજોમાં શૌર્યભાન્ડ ભૂપાળ ! છો,
દ્વંદ્વયુદ્ધ ગિરિદુર્ગે ખેલવા આવીઆ અમો. ૩૬

સ્પષ્ટ આ સાંભળી વાકયો, હસીને વેણુ એ વદે
અતિથિ–રાજનું માગું મોદમસ્ત કરે મ્હને. ૩૭

ગજું ના કૃષ્ણનું દેખું, ગાન્ડિવી ના સમોવડો,
પ્રતાપી ભીમને ભાળું ખેલાડી દ્વંદ્વયુદ્ધનો. ૩૮

ઉમંગે યોજીએ યુદ્ધ રાજગૃહ રણાઙ્ગણે,
પધારો રાજ ! પ્રાસાદે મળીશું રંગમંડપે. ૩૯

માગધી ભૂપતિસાથે યાચેલું યુદ્ધ ખેલવા.
ઉત્સાહે વીર્યમાં વાધી રંગમંડપમાં પળ્યા. ૪૦

સંગ્રામે નૃપતિ ન્યાળ્યો સુખસંપન્ન આપતો,
મંડપે યોગ્ય સન્માને અતિથિ આવકારતો. ૪૧

શૈલ-રાજસમો શોભે શરીરે જોમથી ભર્યો,
પ્રભાવે પૂર્ણ એ ભાસે ગ્રિષ્મના ચંડ-રશ્મિશો. ૪૨

પ્રકાશે વિર્યથી ચક્ષુ, નિસ્તેજે અરિની પ્રભા,
સિન્ધુન ાઘોષનાજેવી છાંટેછે વાણીની છટા. ૪૩

ચાલ છે કેસરીજેવી, ચાલથી માનવી કળે
ગર્વને ગંજતો મહિમા પૃથ્વીને જે રેશે ભય. ૪૪

યુદ્ધ આતુર છે ભીમ, યુદ્ધ-ખીલ્યો મહિ-પતિ,
ભેટીને ભીડતા યુદ્ધે મલ્લરાજ મહાબળી. ૪૫

હજારો પુરના લોકો, હજારો શૂર સૈનિકો,
અધિરા દોડતા આવે હજારો પુર બાળકો. ૪૬
સંકેલી ગૃહકાર્યોને વસ્ત્ર આભૂષણો સજી
મંડપે મગ્ન થૈ આવે સેંકડો રૂપસુંદરી ૪૭
વિશાળા દુર્ગના ચોકે લાખ્ખોની મેદની મળી
અખાડે ખેલતા યુદ્ધ બન્ને મલ્લ મહામતિ. ૪૮
દાવ–પેચવિષે પુરો જરાસંધ નરેન્દ્ર છે
જરા ના ઉતરે જોમે કૌરવી યોધરાજ એ. ૪૯
પ્રહારે એકબીજાને બાહુના પૂર જોસથી,
પ્રહારે મસ્તકે પાદે, પ્રહારે નિજ સ્કંધથી. ૫૦
પ્રભાતે યુદ્ધ આરંભે પ્રદોષે શાન્ત સૌ થતા,
સુશીળા રાત્રીના રૂપે વીરના ઘાવ રૂઝતા. ૫૧
સ્પર્ધિ સખ્ત પ્રહારોથી ભિન્ન-ગાત્ર ભૂપેન્દ્ર છે,
દબાયો દાવ ને પેચે નિશ્ચયે ભડ ભીમ છે. ૫૨
પ્રોત્સાહ્યો શૂરને રાત્રે, સુતેલું જોમ જાગતું,
પ્રભાતે મહામેઘોનું કારમું યુધ્ધ ગાજતું. ૫૩
ચંડવેગી કરાઘાતે જરાસંધ ચઢે મદે,
પ્રાણ પાન્ડવનો લેવા આકરો યત્ન આદરે. ૫૪
નાંખીને ભીમને નીચે ચુર્ણવા શિર એ જતો
માગધીરાજને ભૂએ ઉછળી પાર્થ પાડતો. ૫૫

ગઈ શુદ્ધ અને વેગે ભીમ ઉગ્ર પ્રહારતો
ધરાશૈયાવિષે પોઢી સ્વર્ગના માર્ગ સંચર્યો. ૫૬

પ્રહારે શક્રના જેમ વૃત્ર મૃત્યુમુખે પડે,
વારાહી જોમથી વિંધ્યો હિરણ્યાક્ષ ભૂમી ભળે. ૫૭

પળ્યા શું પૃથ્વીના પ્રાણ? અસ્ત શું ભાનુ રાજનો?
નિસ્તેજયો રાષ્ટ્રનો જ્યોતિ યુદ્ધ નાદે અતિ ખીલ્યો. ૫૮

"હાહાકાર" થયો રંગે પ્રેક્ષકો પુરમાં પળ્યા
રાજસંઘ ગયો ગર્તે આઘાતે ભૂપ–મૃત્યુના. ૫૯

નમ્ર થૈ શર્ણ આવેછે શત્રુ–પુત્ર મહારથી
સન્માનું સ્નેહથી એને વિવેકી વાણ હું વદી. ૬૦

દુર્ગ–કારાગૃહે રાખ્યા જીતેલા રાજ–પુત્રને
મુક્ત કીધા અને દીધાં પોતીકાં રાજ્ય એમને. ૬૧

મૃત્યુના મુખથી છુટ્યા ભીમકેરા પરાક્રમે,
સ્નેહ–સિંચ્યા ઉરે ભેટ્યા આનંદ્યા વંદી પાયને. ૬૨

રાજ–રાજેન્દ્રનો પુત્ર રાજ–સિંહાસને ચઢ્યો
અમારી મિત્રતા માગી રાજયજ્ઞસુ વિચર્યો. ૬૩

અશ્વ ને સેનની સાથે દિશાઓ ચાર ઘુમવા
નીકળ્યા પાન્ડુના પુત્રો નરેશોને નિમંત્રવા. ૬૪

મહેશો મિત્રના ભાવે યજ્ઞ આમંત્રણો ઝીલે,
કદી કોઈ વિરોધે તો જંગમાં જીતતા રણે. ૬૫

જરાસંધ હણ્યો જાણી પૌન્ડ્રકે કહેણુ મોકલ્યું
યુદ્ધનો લ્હાવ લેવાને યાદવી દળ ઉલટયું. ૬૬

સ્નેહી એ કાશીરાજાનો સેના લૈ પુરી આવતો,
મિત્રના બળને લેખી ધૈર્ય અંતર ધારતો. ૬૭

ભીડેછે યાદવીસેના સંગ્રામે શસ્ત્ર ઉછળે
વિદાર્યો શત્રુને ચક્રે, કાશીરાજ રણે ઘુમે. ૬૮

શરાઘાતે રિપુ પાડ્યો સ્વર્ગનો માર્ગ એ ગ્રહે,
ભાગતી અરિની સેના પોકારે યાદવો જયે. ૬૯

સુભટો પુરીએ આવ્યા દ્વારકા વૈભવે વધી
વધાવે યદુવીરોને વિજેની મસ્તીએ ચઢી. ૭૦

યજ્ઞ આરંભશે જાણી પાન્ડવી પુરમાં ગયો,
મિત્રને ભેટ દેવાને દ્રવ્ય–રાશિ રથે ભર્યો. ૭૧

રાજવી દેશદેશોથી રાજ–યજ્ઞસુ આવતા,
મોંઘેરી મનમોહંતી અમોલી ભેટ લાવતા. ૭૨

ભીષ્મ ને કર્ણની સાથે કૌરવો આવતા પુર
કૃપાચાર્ય અને દ્રોણ, વ્યાસ ધૌમ્ય ધનંજય. ૭૩

સત્કારે રાવરાજાઓ કુરૂરાજ મહાશય,
સત્કારે વિપ્ર–શ્રેષ્ટોને ગુરૂ–પુત્ર મહા–બુધ. ૭૪

હજારો વિપ્ર ને ક્ષત્રી, હજારો વૈશ્ય શુદ્રકો,
પેખવા યજ્ઞને આવે, હર્ષ–સાગર ઉછળ્યો. ૭૫

સત્કારું શુદ્ર-વૈશ્યોને, સત્કારું ક્ષત્રી–વિપ્રને
સત્કારું શુદ્ધ ભાવો જે રાજતા જનતા મુખે. ૭૬

સુસ્વરે વેદવિપ્રોની મંત્રની ધૂન ઉઠતી,
ભોજને તૃપ્તિ વર્ણોને ઇંદ્રપ્રસ્થ પુરે થતી. ૭૭

નાદ સંગીતના મોહ્યા ગવૈયા ગાન-નિપુણા
રીઝાવે વાદ્ય ને ગાને પ્રેક્ષકો મંડપે જતા. ૭૮

ઇંદ્રપ્રસ્થ બન્યુ જાણે હેમ ને રત્નથી ભર્યું,
ઝગે આનંદની જ્યોતે ભાનુથી નભ દીપતું. ૭૯

સભાને હાથ જોડીને, વંદીને વૃદ્ધ ભીષ્મને,
ધર્મરાજ મૃદુ વાણી શાન્ત-ચિત્ત બની વદે ૮૦

"મહા વિભૂતિઓ આવી શોભાવે અમસ્થાનને
ઉમંગે સ્હાય આપીને ઉઝવે ક્રતુ–રાજને. ૮૧

કાર્યધુરા વહે હર્ષે સાધવા યજ્ઞસિદ્ધિને,
પુજ્ય સર્વ અમારા છો, પ્રહર્ષે કૌરવો નમે. ૮૨

સમો આવ્યો પુજાકેરો, વિરાજ્યા સુજ્ઞ મંડપે,
અગ્રપુજા કરું કોની ? ભીષ્મ બાપુ ! કહો મ્હને" ૮૩

ભરેલા હાસ્યથી મુખે મેઘગંભિર સુસ્વરે
દાદાજી બોલતા બોલો સભા એકમને સુણી. ૮૪

"નિહાળ્યા પૃથ્વીના ખંડો, નિહાળ્યા પુજ્ય દૃષ્ટિએ
વિશ્વની વિભૂતિઓમાં અગ્ર–પુજ્ય શ્રી કૃષ્ણ છે. ૮૫

નેતા એ ગણુરાજ્યોના, નેતા ભારત ભૂમિના,
તાજ એ વીર્ય-શ્રેષ્ટોના, દુખીના બેલી જે બન્યા" ૮૬

આનંદ્યા વચને રાજા, ભ્રાતાઓ, અન્ય ભૂપતિ
આનંદ્યા વ્યાસ ને વિપ્રો આનંદ્યા યાદવો વળી. ૮૭

પુરા પ્રેમે ભર્યા ભાવે પુજે રાજશિરોમણિ,
લહી પ્રસન્નતા સૌની સન્માને આપું સંમતિ. ૮૮

સભાનો હર્ષ ભાળીને ધુમાયો અંતરે અતિ
પ્રજાવળી કોપથી કુદી ગર્જતો ચેદી-રાજવી. ૮૯

"પાન્ડવો! બાળ બુદ્ધિ છો, ધર્મશૂન્ય દીસો હવે,
મંડપે આ વિરાજેલી મહાવ્યક્તિ જુઓ તમે. ૯૦

દ્રોણુ છે, છે કૃપાચાર્ય, વ્યાસ વિપ્ર વરિષ્ટ છે,
નરેશો શ્રેષ્ટ ન્યાળો અહાં, વૃદ્ધોમાં વસુદેવ છે, ૯૧

મતિ-હીણુ બન્યો ભીષ્મ, વિચારે ક્ષુદ્ર હું લહું
વર્જીને નરરત્નોને ગોપનું ઘર ક્યાં સુઝયું? ૯૨

કૃષ્ણુ ના વેદનો જ્ઞાતા, નહિ કો દેશરાજવી,
જ્ઞાન વૃદ્ધ ગણાયે ના, નહિ વૃદ્ધ વયે હજી. ૯૩

ઉછર્યો આહીરોસંગે ધેનુ વત્સ ચરાવતો
પારખે પશુના ભાવો રાજધર્મ ન જાણુતો." ૯૪

સાંભળી વીરની વાણી ભભુકી ભીષ્મ ઉરમાં
પ્રચંડી ક્રોધની વ્યક્ત જ્વાળા એ વૃદ્ધ-વાણીમાં. ૯૫

"નહિ સમ્રાટ ને વા કો શૌરિને જંગમાં જીતે.
ભારતે ભૂપતિ કો ના શૌરિનું શૌર્ય ના પ્રીછે. ૯૬

કૃષ્ણને વ્યાસ વંદે છે, વંદે છે વિપ્ર કૃષ્ણને,
અગાધો જ્ઞાન સિન્ધુ એ એવો દુજો નહિ જગે. ૯૭

દ્વારકા હેમની ખાણ, ખાણ એ નરરત્નની,
લોકવંદ્ય બની લક્ષ્મી રાણી છે યદુરાજની. ૯૮

જ્ઞાન-વૃદ્ધ તપો-વૃદ્ધ વૃદ્ધ એ બળ-વીર્યમાં,
વૃદ્ધ છે ધન-રાશિમાં, સ્પર્ધી ના કોઈ સૃષ્ટિમાં. ૯૯

યોગ્ય છે અગ્રપુજાને આર્ય-સુભટ-અગ્રણિ,
વિશ્વવંદ્ય ગુરૂ એ છે, પ્રભુ પ્રત્યક્ષ શું ભૂમિ ? ૧૦૦

માન્ય ના અગ્રપુજા જો ભલે તે ભૂપતિ ઉઠે
યુદ્ધ લે શૌરિની સાથે યદુરાય સુસજ્જ છે." ૧૦૧

પાદાઘાતે ભર્યો ક્રોધે અહિ ફેણ ઉંચી કરે,
સાંભળી વૃદ્ધની વાણી રોષથી રાજવી કુદે. ૧૦૨

તોફાની સિન્ધુના ઘોષે ચેદીરાજ વદ્યો તહીં
"ઉઠ! આહીર! ગોવાળા! આમન્ત્રુ યુદ્ધમાં અહિં ૧૦૩

કુળ ને કપટી દાવે, કુટિલે નય રીઝતો,
અંત ત્હારો નજીકે છે," ઉચ્ચરી અસ્ત્ર ફેંકતો ૧૦૪

ચક્ર મ્હારૂ સદાસજ્જ વિદારે દેહ દ્વેષીનો,
વિસારે વસુધા વેગે પ્રવાસી સુર-પુરનો. ૧૦૫

ચુંટેલા પદ્મના જેવું સદ્ય શિર ભૂએ પડે,
રક્તની ઉષ્ણ ધારાથી રક્ત વર્ણ ધરા ધરે. ૧૦૬

અરિનો અંત દેખીને સભા આશ્ચર્યમાં ડુબે,
નહિ છે કો સભામધ્યે રાજની વ્હારમાં ઉઠે. ૧૦૭

યજ્ઞ પુરો થયો ભારે દક્ષિણા દ્વિજને દીધી,
ધર્મરાજતણી સેવા મોદે ભૂપ-ગણે કીધી. ૧૦૮

સાર્વભૌમ પદે રાજ્યા સમ્રાટોના શિરોમણિ,
રત્ન ને ધનરાશિએ રાજલક્ષ્મી વિરાજતી. ૧૦૯

વિદાયે વ્હાલથી દેતા વ્હીલે મુખ મહિ-પતિ,
અર્પતા મૌક્તિકો રત્નો સ્નેહ સંભારણાં કહી. ૬૧૦

સાંભળી ચેદીનું મૃત્યુ હૈયામાં શાલ્વ પ્રજવળ્યો,
વેર લેવા, વિમાને એ શિઘ્ર સિન્ધુ-તટે ધસ્યો. ૧૧૧

ભરી આગ્નેય સામગ્રી વિમાને વ્યોમમાં ફરે
અંગારા ધીકતા નાંખે, વિસ્તારે વહ્નિને પુરે. ૧૧૨

ભાગતા જન, વ્યાપે છે ત્રાસ ને ભય પુરીએ,
પુર-રક્ષા કરી પુત્રે ન્યારા વ્યૂહ રચી ખરે. ૧૧૩

શતઘ્નિ દુર્ગની ગર્જે, સેંકડો વીર ખેંચતા
પ્રત્યંચાઓ ધનુષ્યોની, ભુંજગી શર હીસતાં. ૧૧૪

ક્ષણે અદૃશ્ય થાએ ને ક્ષણે એ નભ ઘુમતો,
વર્ષાવી અસ્ત્ર વ્યોમેથી બનાવે વીર વ્યાકુળો. ૧૧૫

જંગના રંગ મ્હેં જાણ્યા, દોડતો દ્વારકાપુરી,
ભમંતો આભ ભાળ્યો મ્હેં પુર પ્રાબલ્યમાં અરિ. ૧૧૬

ધનુષ્યે શર સાંધીને ભેદતો વ્યોમ–યાનને,
બાણથી બ્હાવરો થૈને શાલ્વ દ્વારવતી ત્યજે. ૧૧૭

ખુવારી પુરપૌરોની ભાળી શત્રુપુઠે પડયો,
સાગરે નાસતો શાલ્વ, કિનારે સ્તબ્ધ હું ઠર્યો. ૧૧૮

જોમથી ચક્ર ફેંકયું ને ભગ્ન “સૌભ” થયું નભે,
પડયો પૃથ્વીપરે, ધાયો ગદા વેરી લઈ કરે. ૧૧૯

શાલ્વને દેખીને સામે ધનુષ્યે બાણ યોજતો
ભાંગુ એકે ગદા, અન્યે શત્રુ–શિર વિદારતો. ૧૨૦

યોધરાજ પડ્યો યુદ્ધે, વિક્રમે યશ મેળવે,
થયો ના શાન્ત સંગ્રામ, દંતવક્ર ધસ્યો રણે. ૧૨૧

અમારો આત્મ–બંધુ એ બંધુતા ઉરમાં ધરી,
વિચારે પળ થંભ્યો હું, બંધુતા ન ગણે અરિ. ૧૨૨

નિવારૂં યુદ્ધથી એને શાન્તિથી શબ્દ ઉચ્ચરી,
ઉત્તરે શસ્ત્ર સંભાળે, મ્યાનેથી ચમકી અસિ. ૧૨૩

ક્ષત્રી ઉગ્રમુખે માગે દ્વંદ્વ યુદ્ધ રણાંગણે,
ઉભો હું સજ્જ સંગ્રામે, બંધુતા ન રહે રણે. ૧૨૪

સત્વરે સાધવા મૃત્યુ ગદાના દાવ ખેલતો,
હસ્તને છેદું હું બાણે, ચક્રે શિર વિદારતો. ૧૨૫

થયો શાન્ત રણે શત્રુ, વેર-વિષ શમી ગયું,
યુદ્ધ આ અંતનું ખેલી, શસ્ત્ર-સંન્યાસ હું ગ્રહું. ૧૨૬

૧૯-૧-૪૪, ૧-૨-૪૪.



(૧૨)

## પાન્ડવ વનવાસ–યોગ અને જ્ઞાનની ઉપાસના. પાન્ડવો અને કૌરવોની યુદ્ધ માટેની તૈયારી.

વેગે દાવાગ્નિના વાધે વીરનો યશ વિશ્વમાં,
વધે છે સરખે વેગે દ્વેષીનો દ્વેષ દિલમાં. ૧

યશસ્વી પાન્ડુના પુત્રો ભારતી રાજમંડળે
કીર્તિના શિખરે પ્હોંચ્યા રાજરાજેન્દ્રના પદે. ૨

ઇંદ્રપ્રસ્થ પ્રકાશેછે ક્ષાત્ર ને બ્રહ્મ તેજથી,
વ્યાપારે વાધતી લક્ષ્મી વૈશ્યની વર બુદ્ધિથી. ૩

કૃષિ–રક્ત રહ્યા વૈશ્યો પલ્લવ્યા પશુ–પાલને,
ધર્મ–ચુસ્ત ધરાધારી સંતોષા ગ્રામ–મંડળે. ૪

વૈભવો સ્વર્ગશા જોઈ વસ્યો દ્વેષ સુયોધને,
નિર્ગમે દીન તર્કોમાં સુએ ના રજની સુખે. ૫

દ્વેષથી દુષ્ટતા આવી, પોષાઈ પાપસંગતે,
દુષ્ટતાના બળે તેનાં મતિયંત્ર ગતિ કરે. ૬

રિદ્ધિ ને રાજ્યની સત્તા લોભાવે મન માનવી
ગમે તે સાધનો સાધી સિદ્ધિઓ લાવતા મથી. ૭

ભ્રાતાઓ શકુની સાથે તર્કટી તર્ક એ રચે,
દીમિમંત સભા બાંધી આમંત્રે હસ્તિનાપુરે, ૮

પાન્ડુના પ્રજ્ઞ પુત્રોને વધુઓ કુંતીમાતને,
ઉમળકે ઉરના જાણે ભેટવા નિજભાન્ડુને. ૯

વિશ્વાસે સજ્જનો સાચા ખેડતા નાવ સ્હેલથી,
વિશ્વાસે તર્કટે રાચી ખેલતા દાવ દુર્ગુણી. ૧૦

સદ્‌ગુણે ગુણીએ રાચી ગણે ના દુષ્ટ અન્યને,
દેખતાં દુષ્ટતા કોની વિષાદે વિસ્મયે પડે. ૧૧

સભામાં સુખથી બેઠા પાન્ડવો કુરૂ–નંદનો,
નંદતા નર્મ–ગોષ્ટિએ સ્મરી પૂર્વ પરાક્રમો. ૧૨

ચર્ચતા દ્યૂતના દોષો, ચર્ચતા રાજ–રીતને,
શકુનિ દ્યૂતના ખેલે પ્રેરતો ધર્મરાજને. ૧૩

હારતા દાવ રાજેન્દ્ર, પામતા જય કૌરવો,
રાજવી રમતો વેગે નશાએ દ્યૂતના ચઢ્યો. ૧૪

રાજ ને પાટ ખોયાં ને દાસ્યમાં બંધુઓ દીધા
સ્વીકારે દાસ્ય પોતે ને દાવમાં દ્રૌપદી ધર્યાં. ૧૫

હોડમાં ભૂપ હાર્યા ને કીધી દાસીશી દ્રોપદી,
ગ્રહી કેશ સભા લાવે દુઃશિલો શઠ દુર્મતિ. ૧૬

દાદા ને દ્રોણુ બેઠાછે, બેઠા ભારતના પતિ,
વેરી ત્યાં વાળ ખેંચીને સંતાપે સુગુણી સતી. ૧૭

સતીના કોપનો અગ્નિ ભભૂકયો ભર દીપ્તિએ,
નીકળે નેણુથી જ્વાળા દગ્ધ એ દુશ્મનો કરે. ૧૮

ડઘાયા દૂર એ નાઠા, નહિ આંખ ઉંચી કરે,
પ્રહારે પદ્મિની વાણે સભાને પાન્ડુ–પુત્રને. ૧૯

શકુનિકૌરવોકેરી કળીને કપટી કળા,
પ્રજ્વળી દ્રોપદીરોષે લાજ્યો ભારતનો પિતા. ૨૦

ધિક્કારે છળ પુત્રોનો, ધિક્કારે દ્યૂત–કૃત્યને,
વિચારી વધૂનાં વેણો રાજ્ય દે ભ્રાતપુત્રને. ૨૧

દ્યૂતના વ્યસને નાખ્યો ક્ષાત્ર ટેકે ફરી રમે
રાજવી દ્યૂત, ગુમાવે મળેલાં રાજ–રિદ્ધિને. ૨૨

અનુજો સાથમાં લેઈ વિચરે નૃપ વિપિને,
જ્વલંતી વેરની જ્વાળા રાજ–રાજેશ્વરી ઉરે. ૨૩

સુતા પાન્ચાળ રાજાની શ્યામ–રંગે સુહાસિની
કદે ઉંચી દીસે કાન્તા ભરેલે અંગ ભાસતી. ૨૪

ઘાટિલે વદને એના ક્ષાત્ર તેજ વિરાજતું,
નિસ્તેજે આવતા આગે, પ્રભાવી ભવ્ય લાગતું. ૨૫

સ્નેહસુધાભર્યું હૈયું, વળી છે પ્રિય--ભાષીણી,
ક્ષાત્ર જોકે સ્વભાવે એ દયાથી ક્રૂર ના હતી. ૨૬

ધૈર્ય એનું અખૂટું છે, સાંખતી કુડ ના કદી,
કુટિલે ઘાવ દેવાને બુદ્ધિમત્તા હતી ભરી. ૨૭

પતિને પ્રાણના જેવા લેખતી રાજસુંદરી,
પતિનાં દુઃખ દેખીને ચિન્તા–દગ્ધ બની જતી. ૨૮

રાજરાજાતણી રાજ્ઞી સર્વનાં વંદનો લઈ
સ્વભાવે રાજવી–બાળા મોટેરાં પદ પોષતી. ૨૯

વિવેકે ના દીસે ઉણી પ્રીતથી પુજ્ય પુજતી,
સ્નેહથી કરીને સેવા પ્રિય એ પુજ્યની થઈ. ૩૦

નરેન્દ્રોના દમામે એ જરા ના લાજતી દિલે,
ઉત્તરો યોગ્ય દેવાને વાણી તત્પરતા ખરે. ૩૧

માન મોટાં દઈ મ્હેલે સંતોને સનમાનતી.
દાન મોટાં દઈ પ્રેમે દ્વિજોને દરકારતી. ૩૨

હજારો દાસ દાસીઓ રક્ત રૂહે નિજ કર્મમાં,
આજ્ઞાને માન લેખીને સત્વરે શિર ધારતાં. ૩૩

ત્યજીને મ્હેલની મોજો, ત્યજીને ધનકોષને,
ત્યજીને રત્નના રાશિ સીધાવે સતી કાનને. ૩૪

ધૈર્ય–નષ્ટ નહિ થાય મતિનિશ્ચળ માનવી,
સંતાપે ના કદી જેમ શિત–રક્ષિતને રવિ. ૩૫

મુનિના માનસે મોહી વલ્કલો રાજ ધારતા,
વસીને વનના વાસે પુરાતત્વ પીછાનતા. ૩૬

આપત્તિ આવતી દેખી ટાળવા કષ્ટ કો જનો
આકળા થૈ અરિઓને લગાવે ઘાવ કારમો. ૩૭

કો કો રાચી મનોજોમે આપત્તિ આવકારતા,
દુશ્મનોથી રહી દૂરે કાળની રાહ ન્યાળતા. ૩૮

લાભહાની સમાં પેખી ક્ષુબ્ધ ના કદી એ થતા,
અંતરે શાન્તિ રાખીને કર્તવ્યે રક્ત રાચતા. ૩૯

સેવતાં વનના વાસો વળી વન્ય સુભોજનો
લાગતાં વનવાસીને સુધા ને મ્હેલથી મીઠાં. ૪૦

વર્તમાને થઈ તુષ્ટ ભૂત હું રાખતો દૂરે
ભાવિસ્વપ્ન ભલાંબુરાં આવતાં નહિ અંતરે. ૪૧

ભેટતો વન મિત્રોને નવ્ય જીવન દેખતો
મ્હેલ ને મઢુલી રંગો કાળલીલા હું લેખતો. ૪૨

ઘેરા વિષાદની છાયા દ્રોપદી–વદને વહે,
અરિનાં અપમાનોને નહિ એ વિસ્મરી શકે. ૪૩

ગણે એ મુજને બંધુ વિલોકી વીરને વને
મુક્ત હૈયે રડી બ્હેની, ડુમો ના દિલનો શમે. ૪૪

દીધાં આશ્વાસનો એને, હૈયું શાન્ત બને નહિ,
શત્રુના શબ્દ–બાણોની વેદના ઉર વીંધતી. ૪૫

"પાન્ચાળી રાજની બાળા" કૃષ્ણા કોપપુરે વદે
રાણી હું રાજરાજાની સેવામાં મહિપો ફરે. ૪૬
વેદના મંત્રથી યજ્ઞે સિંચાયા પુણ્ય વારિએ
કેશ આ મહીષીકેરા ગ્રહે એ દુઃશિલો કરે !!! ૪૭
હજુ મ્હાલે અરિઓ આ, રાજા શાન્ત જુઓ સુએ
ગદા છે ભીમની શાન્ત, શાન્ત ગાન્ડિવ છે વન. ૪૮
શાન્ત દેવેશશો વીરો દુષ્ટ–કુંજર–કેસરી
જેને જોઈ રહે કંપી દેવ ને દેવનો પતિ. ૪૯
પ્રતાપી સુભટો ન્હાયે, "બીચારી બાપડી" બની,
ધિક્ક છે વીર્ય ને શૌર્ય ટેક જેણે ન જાળવી. ૫૦
પિતા ના, પુત્ર ના મ્હારા, પતિ ના, બંધુ એ નહિ,
ભલેરૂં મૃત્યુ જો આવે" બોલી બેભાન થૈ ઢળી. ૫૧
સ્નેહીનાં દુઃખ–વૃત્તાંતો શાન્તિ મ્હારી વિદારતાં,
દુષ્ટતા જનની દેખી હૈયાં ઘૃણુ–હિણાં થતાં. ૫૨
આવેગે ઉત્તરે બોલ્યો "કૃષ્ણા ! છે સત્યકારણે
ક્રોધ ત્હારો હૃદે ભાર્યો બાળવા વહ્નિ વેરીને. ૫૩
પ્રતિજ્ઞા હું કરી બોલું રોળાશે રિપુઓ રણે,
પત્નીઓ તેમની રોશે ભરેલી આંખ આંસુએ. ૫૪
મહારાજ્ઞી થશે નિશ્ચે ભાવિમાં શુભદર્શને !
પ્રતિજ્ઞા ના ચળે મ્હારી ભલે હિમાચળે ચળે." ૫૫

પ્રતિજ્ઞા સુણીને મ્હારી પ્રહર્ષ્યા પાન્ડુનંદનો,
મોદતી દ્રૌપદી દિલે આહ્‌લાદ્યા વીર યાદવો. ૫૬

ફર્યો હું યાદવો સાથે પાછો દ્વારવતી પુરી,
પિતાને માતને સૌને દુઃખની કથની કહી. ૫૭



જન્મથી યોગ જામેલો વિકાસ્યો બુદ્ધિના બળે,
મ્હોર્યો અભ્યાસના જોમે, સિદ્ધિએ પ્હોંચતો પુરે. ૫૮

વેદ વેદાન્તના જ્ઞાતા જ્ઞાની–ચક્રચુડામણિ.
પધાર્યા એક દી પુરે, સુધર્મા સુજ્ઞ વંદતી. ૫૯

એકાન્તે બ્રહ્મને ભેટ્યો, કળાઓ યોગની કળી
વિદ્યા આંગિરસે બોધી તૃષ્ણાઓ સૌ ગઈ શમી. ૬૦

સત્ર આરંભતા સંત, જ્ઞાનચંદ્રકળા ખીલી,
અહોરાત્ર રહી પાસે સેવતો સંતતે યતિ. ૬૧

નિશા મધ્ય જતાં નિત્યે ધ્યાન-મગ્ન મુનિ બને,
સામગાનતણા ઘોષે પ્રભાતે પ્રાન્ત એ ભરે. ૬૨

રાત્રીઓ ગાળતા કોદી ઋષિ અધ્યાત્મ ચિન્તને,
અનાસંગી મહાયોગી જ્ઞાતા ને પૂર્ણ ભક્તિએ. ૬૪

ઓજસ્વી મુખડું એનું, છટા છે બ્રહ્મ-તેજની
વાતાવર્ણ ઉજાળેછે દીપ્તિઓ ભક્તિ–યોગની. ૬૪

કર્મ–નિષ્ટ કરે કર્મો આરાધે ઈષ્ટદેવને,
અજ્ઞાની ધ્વાન્ત ગાઢાં તે ભેદતા જ્ઞાન-રશ્મિએ. ૬૫

ભરેલા બ્રહ્મના ભાવો શાન્તદાન્ત ઋષિહૃદે,
પાપીઓ પાપને ભૂલે પ્રજ્ઞનાં પુણ્યદર્શને. ૬૬

ગંગાના સ્રોતશી વ્હેતી વર્ચસ્વી વાણુ વિજ્ઞની
ઉદ્ધારી ઉન્નતિ આપે ઝાંખી એ બ્રહ્મ-દૃષ્ટિની. ૬૭

સીધાવ્યા આશિસો દેઈ દૃષ્ટા એ પરતત્વના,
હૈયામાં કોરીને સત્યો બ્રહ્મ–બ્રહ્માન્ડનાં બધાં. ૬૮



એક દી આવતો દૂત પાઠવ્યો પાન્ડુપુત્રનો
વૃત્તાંતો આપવા વેગે, બોલે બોલ મુદે ભર્યો. ૬૯

"કૌરવો સાથ સંગ્રામે વિરાટે પાન્ડવો પ્રીછયા,
કૌરવો હાર પામીને હસ્તીપુર પથે વળ્યા, ૭૦

મત્સ્ય-રાજે સુતા શાણી પાર્થ–નંદનને દીધી,
આમંત્રે જાનની સાથે મત્સ્ય દેશે યદુમણિ ! !" ૭૧

જાણીને જય મિત્રોનો આનંદે યાદવો ફુલે,
વિરાટે જાન જાતી ને સુભદ્રા સાથ સંચરે. ૭૨

આપ્તનું ક્ષેમ પેખીને ગાય મંગળ સુસ્વરે,
હાસ્ય–ઉજ્વળ કાન્તિઓ દિશા ઉલ્લાસથી ભરે. ૭૩

ઉત્સવે અમને ભેટે વિરાટે પાન્ડુનંદનો
વિસ્મરી વિપતો દેખી ઉગતો ભાનુ ભાગ્યનો. ૭૪

નરેશે શ્રેષ્ટ સન્માને વધાવ્યા યદુવીરને,
લગ્ન આનંદની મોજે માણુતા સૌ મહોત્સવે. ૭૫

સંતાપે વૃક્ષ વીલાયાં વર્ષા–વારિથી ખીલતાં,
સુભદ્રા દ્રૌપદી હૈયાં વધૂ પેખી પ્રફુલ્લતાં. ૭૬

લાડ લેખી વડિલોનાં પાર્થ–પુત્ર રીઝયો ઉરે,
પ્રહર્ષે પાન્ડવો ભાળે શૌર્ય પુત્રમુખે તરે. ૭૭

સંતોષ્યા સ્વાગતે સૌને, સંતોષ્યા સ્નિગ્ધ વાણીએ
ધરી ભેટો મહામુલી મત્સ્યેશે લગ્ન–ઉત્સવે. ૭૮

કરારો દ્યૂતમાં કીધા દીર્ઘ-દ્રષ્ટિ સુયોધને
પાળવા પૂર્ણ રીતીએ પાન્ડવો કહેણુ મોકલે. ૭૯

"પૂર્ણ ના અવધો વીતી પાન્ડુપુત્રો થયા છતા,
ફરીથી તેર વર્ષોના નિવાસો વન રાખવા." ૮૦

વાકય આ ગર્વથી બોલે સભા સન્મુખ કૌરવો,
નકારે રાજ્યના હક્કો દેઇ દોષ દગાતણો. ૮૧

ભીષ્મ ધિક્કારતા વેણો, દ્રોણુ ધિક્કારતા અને
વિદુરે સદ્ય ધિક્કાર્યાં, સભા એ ના અનુમુદે. ૮૨

લહી સામ્રાજ્યની શક્તિ, ભોગવ્યું મહારાજ્યને
પચેલું કાળના જોમે રાખે કૌરવ આગ્રહે. ૮૩

વળેલો પુરથી પાછો દૂત સંદેશ આપતો
"રાજવી! આપના દાવા નકારે કુરૂનંદનો." ૮૪

અંતરે ધર્મરાજાના વાણુનો ઘાણુ વાગતો,
આવતા યુદ્ધનો ઓળો વિષાદે નૃપ નાંખતો. ૮૫

યુદ્ધ નિશ્ચે થશે હાવાં કલ્પીને ભીમ કુદતો,
પ્રમોદે દ્રૌપદી જોઇ નજીકે નાશ વેરીનો. ૮૬

સજ્જ ઉત્તરની સેના વિજેના વેગથી વધી,
અંતરે અભિમન્યુના જંગની ઝંખના ઘણી. ૮૭

સેના પાન્ચાલ રાજાની વળી સેના વિરાટની
મળેછે મોડવી થૈને છાવણી ધર્મરાજની. ૮૮

આવતો ચેદી દેશેથી સપુતો શિશુપાળનો
સૈન્ય મોટું લઈ, સાથે યુદ્ધનાં નવ આયુધો. ૮૯

આવતો માગધીરાજા, જયત્સેન વીરાગ્રણિ,
સૈન્યમાં સુભટો સોહે મતિ જેની રણે રમી. ૯૦

કુંતીભોજ રણે રાજ્યા, ધૃષ્ટકેતુ મહારથી,
પૂર્ણ યુદ્ધે પુરૂજીત, ચેકીતાન શૂરાતની. ૯૧

આવતા પાન્ડય રાજા ને આવે સાગરવાસીઓ,
યુદ્ધનાદે રણે ઘુમ્યા આવતા મત્ત હાથીઓ. ૯૨

કૌરવી પક્ષની સેના હસ્તિનાપુરમાં મળી
વિશાળા સિન્ધુના જેવી શૌર્યના રંગ રંજતી. ૯૩

આવતા દૂર દેશેથી પ્રાગના વડરાજવી,
સિન્ધુ સૌવીરના ભૂપો શલ્ય સુભટસંઘવી. ૯૪

આવતા દાક્ષિણાત્યો ને સુદક્ષિણ શૂરે ભર્યો,
નીલ ભૂરીશ્રવા લાવે યોદ્ધાઓનાં મહાદળો. ૯૫

મહાસામ્રાજ્યમાં મ્હાલી નીતિમાં નિપુણો થયો
કુરૂરાજે કરી મૈત્રી શિઘ્ર સંધિબળે વધ્યો. ૯૬
આવતો સત્વરે પુરી અર્જુને તળી આવતો,
માગના સ્હાય મ્હારી એ, તર્કના પંક હું પડ્યો. ૯૭
“વિરામ્યો યુદ્ધનાદેથી હવે શસ્ત્ર ગ્રહું નહિ,
એક પક્ષે રહું હું ને સેના રૂહે અન્ય પક્ષની.” ૯૮
વાક્ય મ્હારૂં અભિનંદી અર્જુને મુજને ગ્રહ્યો,
સ્વીકારી યાદવી સેના કુરૂરાજ કુદ્યો ઘણો. ૯૯
મિત્રની મદદે પ્હોંચ્યો, આનંદ્યા પાન્ડુનંદનો,
આનંદ્યા શૂર સેનાનિ, આનંદ્યા મિત્રનાં દળો. ૧૦૦
દયા પ્રેમ અને શાન્તિ દંભને ફેંકતાં ફરે,
ધર્મ સંજય સંબોધે ઉવેખી યુદ્ધરીતને. ૧૦૧
“અંકમાં જ્યેષ્ટ બાપુના ઉછર્યાં પાન્ડુનંદનો,
પિતાનાં લાડ દીધાં ને દીધો એ ભાગ રાજ્યનો. ૧૦૨
ભીષ્મ ભારતના દાદા જાણતા ન્યાય ને નીતિ,
ઉલ્લંઘે બોલ ના કોએ ભલે હો સ્વર્ગનો પતિ. ૧૦૩
નાશ હું કુળનો ન્યાળું સમીપે દેશનાશ છે,
ભારતી રાજવીઓનું ક્ષેત્ર આ વીરશેન છે. ૧૦૪
બચાવો આ વિનાશેથી વંદનીય વડિલ! ઓ!
આપો આદેશ પુત્રોને સ્વામી! સર્વસમર્થ છો, ૧૦૫

પિતાની પાસ પ્હોંચાડો સંદેશો અમપુત્રનો,
શાન્તિનો શોખ છે ઉરે, નહિ યુદ્ધ વિલાસનો. ૧૦૬

આપશો પાંચ ગામો જો આપના પાંચ પુત્રને,
સ્વીકારી હર્ષ–સંતોષે વંદીશું પુજ્ય પાયને." ૧૦૭

લઈ સંદેશ રાજાનો પુર સંજય સંચરે
બન્યો બેચેન હું હૈયે ભાવિયુદ્ધ–વિચારણે. ૧૦૮

૧૯–૧–૪૪, ૧–૨–૪૪.



(૧૩)

## વિષ્ટિ-ભારતી યુદ્ધ.

સંસારે માનવી યાત્રા સંકટોથી ભરી દીસે,
કષ્ટને કાપવા યત્નો કરી માનવતા હીસે. ૧

રાજ્યના કૂટ વ્યાપારે હૈયાં માનવનાં બને
સખ્ત પાષાણુજેવાં જ્યાં સ્નેહસૌહાર્દ ના ટકે. ૨

બાળભાનુ નભે ભાસ્યો આટોપ્યાં સર્વ આહ્નિકો,
હસ્તિનાપુરપ્રસ્થાને જોતર્યો રથ વેગીલો. ૩

સાત્યકી સાથમાં લીધો, ઉપાડયા અશ્વ દારૂકે
પડયા તે પુરના પંથે, ઉડતા શું મહાજવે ? ૪

મંદ-વેગી વહે વાયુ, તાજાં તેજ તરૂપરે,
શસ્યશાળી બન્યાં ક્ષેત્રો પ્રભાતે મોદ-મત્ત છે. ૫

ઉમંગી ઉદ્યમી લોકો કુશળા કૃષિકર્મમાં
સૂરીલા રાગમાં ગાતા રક્ત રૂહે નિજ ધર્મમાં. ૬

ગારૂડીધ્વજ પેખીને પોકારો "જય"ના કરે
વધાવી પ્રેમીલી વાણે આશિસો ઉચ્ચ ઉચ્ચરે. ૭

રિદ્ધિવંત જનો દીસે રસેપૂર્ણ ધરા ભરી,
લતા ને વૃક્ષના દેહે રમ્ય સુંદરતા ઠરી. ૮

કુરૂદેશે વૃકસ્થાને સંધ્યાએ રથ થંભીઓ,
શાન્ત એકાન્ત ભાળીને ધ્યાન-મગ્ન બની ગયો. ૯

પ્રાતઃકર્મ કરી વ્હેલાં, પ્રસ્થાને રથ ઉપડ્યો
મધ્યાન્હે વિશ્રમી છાયે સંધ્યાએ નગરે ખડો. ૧૦

સામૈયે ભીષ્મ ને દ્રોણ, સામન્તો ને સભાસદ,
ઉભા ગાન્ધારી-પુત્રો ત્યાં, નિહાળ્યો ના સુયોધન ૧૧

સત્કારે ભીષ્મ સ્નેહેથી, સંબંધી કૌરવો વળી,
દ્રોણ આશિસ આપે ને પ્રાસાદે મંડળી પળી. ૧૨

અલંકારે ઝગ્યું આખું પુર કૌરવરાજનું,
સ્વાગતે સજ્જ સોહન્તું પૌરમંડળ પારખું. ૧૩

નાગરી વનિતાઓનાં વિનોદી વદ્ન્ા હીસે
સન્માને પુષ્પ–વૃષ્ટિએ ઉમંગે મધુ–વાણીએ. ૧૪

ઉચ્ચ મંદિરમાં ઉભા ભેટે ભારતના પતિ,
હૈમ સિંહાસને સ્નેહે સત્કાર્યો વિદુરે વળી. ૧૫

કરીને ક્ષેમની વાતો રજા લૈ કુરૂ–સ્વામીની,
રજા લૈ ભીષ્મ દાદાની, રજા લૈ વિપ્ર–વર્યની, ૧૬
ઉઠ્યા સૌ, વિદુરે ઝાલ્યો હસ્ત મ્હારો અને લીધા
પ્રેમથી ઘર પોતાને અચંબો પામતા બધા. ૧૭
પ્રાસાદો આગવા દીધા કાર્યાર્થી કુરૂનંદને,
આગ્રહો અધિકા કીધા રાજ્યરીતે સુયોધને, ૧૮
સ્વાગતો સ્નેહીનાં સાચાં સૌહાદ્રે દિલ ખેંચતાં,
સ્નેહસુધાભર્યાં નેણાં અમોલી શાન્તિ આપતાં. ૧૯
વૃત્તાંતો પાન્ડુપુત્રોનાં સુણાવ્યાં સહુ રાત્રીએ,
વૃત્તાંતો કુરૂરાજાનાં સુણાવ્યાં વિદુરે મ્હને. ૨૦
પ્રભાતે મંદિરે વ્હેલા રાજપુત્ર પધારીઆ,
"સભાએ ભૂપતિ બેઠા, દર્શનાતુર છે" વદ્યા ૨૧
સભાએ સંચર્યા સર્વ ભવ્ય શાન્તિભરી સભા,
કુરૂભૂપ થયા ઉભા ભીષ્મની ભર સ્વાગના. ૨૨
સમીપે કુરૂરાજાના રત્નસિંહાસને મ્હને
બેસાડયો આદરે, મ્હારા સામે સર્વ સભા જુએ. ૨૩
બનેલા શાન્ત રાજાને વાણુ હું વિમળી વદું,
"પૃથ્વીના રાજકુળોમાં કુરૂકુળ દીપ્યું વધુ. ૨૪
સદ્ગુણે, શ્રુત વૃત્તોમાં, આચારે, શ્રેષ્ટ નીતિએ,
પ્રજ્ઞ ને સુજ્ઞ વીરો છે પ્રજા–કલ્યાણ–રક્ત છે. ૨૫

વિશુદ્ધી વ્યોમ–પુત્રીના જાયા ચંડ–પરાક્રમી
મોટેરા રાજનૈપુણ્યે, કુરૂકુળ શિરોમણિ. ૨૬

દૃષ્ટિએ વ્યાસના જેવા દ્રોણ આચાર્ય દીપતા,
ભૂતને લક્ષમાં લેઈ ભાવિના ભાવ ભાળતા. ૨૭

સત્ય–સંધી કર્મ–સાધુ ટેકીલા કુરૂ–કુળના,
ધિંગા એ ધર્મના જ્ઞાતા, નીતિ ને ન્યાય દૃષ્ટિના. ૨૮

વિદુરે દેશદેશોમાં દીપાવ્યું : કુરૂ–કુળને,
મંત્ર–દૃષ્ટા ત્હમારા છે નાહે જોટો જડે જગે. ૨૯

ભારતી રાજસંઘે છે ખ્યાતિ શૂર સુયોધન,
વીર્યમાં યશમાં સ્નેહે પ્રખ્યાતિ પાન્ડુનંદન. ૩૨

પાન્ડવો કૌરવો આજે સામસામા રણે ઉભા,
નહિ શોભા સુરાજ્યોની વેર ને ઝેર જ્યાં જમ્યાં. ૩૧

કુડનું કાઢવું મૂળ, કુટતું ના ફરી કદી,
બુદ્ધિને ઘેરતું સ્હેજે લાવતું દૃષ્ટિ વિકૃતિ. ૩૨

વિશ્વને વશમાં રાખે પાન્ડવો કૌરવો મળે,
નહિ દેવેન્દ્રની સેના વિગ્રહે વિજયી બને. ૩૩

રાજવી ! સંપમાં જોશો શ્રેય આ શ્રેષ્ટકુળનું
બન્નેની મૈત્રીમાં જોશો શ્રેય ભારત દેશનું. ૩૪

ત્હમારા સંપથી શાન્તિ રાજશે રમ્ય ભારતે,
કળાએ વળી વ્યાપારે રાચશે દેશ રિદ્ધિએ. ૩૫

ધર્મનું જોમ વાધે જ્યાં ધર્મ-નિષ્ટ વીરાગ્રણિ,
ધર્મ ને જય સાથે છે, લક્ષ્મી ને ભૂતિ છે ભળી. ૩૬

સાધવું કુળનું શ્રેય, સાધવું શ્રેય દેશનું,
વિનાશે નાંખવો દેશ વિનાશે કુળ નાંખવું, ૩૭

સૂત્રધાર ત્હમે તેના નૃપતિ! નયચક્ષુ છો,
વિચારો વિબુધો શાણા! પ્રશ્નના મુલ્યજાણ છો. ૩૮

જ્ઞાનમાં વયમાં વૃદ્ધ કુરૂરાજ! પિતામહ!
વાચ્છો આ વિશ્વનું ક્ષેમ! વિનવે યદુનંદન. ૩૯

મનસ્વી રાજ્યના નેતા! રાજ્યધુરા વહી ત્હમે,
મતિ-જોમે ઉકેલ્યા છે કુટિલા રાજપ્રશ્નને. ૪૦

વિલાસે રાજ્યનીતિના ચિત્તડાં તરબોળ છે,
વિખ્યાતાં વિશ્વરાજ્યોનું અંતરે અતિજ્ઞાન છે. ૪૧

શ્રેય સત્કારજો ઉરે મિત્ર-મુગ્ધ સુયોધન!
ઉંચકો કુળને ઉંચે વિનવે યદુનંદન. ૪૨

પધાર્યા ભારતીભૂપો, પધાર્યા વીર સૈનિકો,
ક્ષાત્ર ધર્મતણા કર્મે મતિમંડિત ક્ષત્રીઓ. ૪૩

રાચતા ધર્મ-યુદ્ધે ને ક્ષેત્રમાં વીર-શેનની
અભિલાષા જ્વલંતી છે અંતરે નિજ ટેકની. ૪૪

ત્હમારા શ્રેયમાં ભાળું શ્રેય હું જનતાતણું,
ત્હમારા નાશમાં ભાળું શૂન્ય ક્ષત્રીય વંશનું. ૪૫

વિચારો શ્રેય સ્નેહીનું વીર્યશાળી સુયોધન!
ક્ષેમ ક્ષત્રીય વંશોનું, વીનવે યદુનંદન. ૪૬
અહંતાએ રહી રાચી શ્રેય સાધી નહિ શકો,
અહંતાએ રહી રાચી નાશનો પંથ ન્યાળશો. ૪૭
ન્યાય ને નીતિથી રાજન્! મોટું પ્રાબલ્ય પામશો,
યોજીનેજ મહાયજ્ઞ મહાસામ્રાજ્ય મ્હાલશો. ૪૮
ધર્મ છે રાજવીઓનો પ્રશ્નોને પરિશોચવા,
નીતિના ત્રાજવે તોળી નિર્ણયો નિત્ય લાવવા. ૪૯
અસત્યો આંજતાં વિશ્વે, અસત્યે દિલ દોડતાં,
અસત્યો આપદા આપી આખરે એ વિનાશતાં. ૫૦
સત્ય છે સ્કંધ સૃષ્ટિનો બ્રહ્મ વર્ચસ્વી સત્ય છે,
સત્ય આનંદનો સિન્ધુ, સત્ય એ ધર્મ શ્રેષ્ટ છે. ૫૧
સ્નેહને નાણુવો સત્યે, સત્ય ના તરછોડશો,
સત્ય–પોષલ સામ્રાજ્યે અખૂટું બળ ન્યાળશો. ૫૨
નદી ને નિર્ઝરો જોજો, જોજો નિઃસીમ સાગરો,
જોજો વ્યોમ વિશાળાં ને જોજો આ પૃથ્વીના પટો. ૫૩
સંકોચે રાચશો મા ને સંકોચે સત્ય ના મળે,
દીર્ઘ દષ્ટિ ગ્રહો દિલે, ભૂમાએ સુખ સાંપડે. ૫૪
મહારાજ્યોતણી શક્તિ વિશાળે મન વાધતી,
જામતી જનતા સુખે પ્રજ્ઞકેરી પીછાનથી. ૫૫

સ્વાર્થના તંતુ છેદીને, નિશ્ચયે એકચિત્તથી,
પળતાં સત્યના પંથે વધે તર્ચસ્વ વેગથી. ૫૬
મળે દૈવી કૃપા મોટી, અને સંકલ્પસિદ્ધિને
સમીપે ન્યાળશો નિશ્ચે શુદ્ધ માનવ–ધ્યેયને. ૫૭
સગા છો, સ્નેહી છો મ્હારા, સદાયે સનમાનતા,
વદુંછું વાક્ય સ્નેહેથી, વિચારો શ્રેય સર્વનાં." ૫૮
વિરામી વાણુ મ્હારી ને ઉચ્ચરે નૃપ પુત્રને
"વિચારો વેણુ શૌરિનાં, મિથ્યા એ ના કદી વદે." ૫૯
સમર્થે વચંના મ્હારા ભિષ્મ દ્રોણુ વિદુરજી,
સભા મધ્યે વિરાજેલા સમર્થે સર્વ રાજવી. ૬૦
મંત્રશાળામહીં પેઠા સ્તંભો જે કુરૂરાજના,
કરંતા ગૂઢ ગોષ્ટિઓ, વિધાતા ભાવિ ભાગ્યના. ૬૧
વિચારી વળતા સર્વ, પુરોગામી સુયોધન,
નિશ્ચયે સોહતી કાન્તિ, ગતિમાં સ્થિરતાબળ. ૬૨
"ભૂમિ સોયઅણી આવે એટલી એ નહિ મળે,
જણાવો કુંતીજાયાને," ફેંક્યાં વેણુ સુયોધને. ૬૩
થઈ રાજસભા સ્તબ્ધ, સ્તબ્ધ ભારતનો પતિ,
સ્તબ્ધ ગાઙ્ગેય ને દ્રોણુ, સ્તબ્ધ મિત્ર ને અરિ. ૬૪
"શૌરિ! માને નહિ મ્હારૂં જક્કી પુત્ર સુયોધન,
ન્યાય દૃષ્ટિ ત્હમારી છે, યોગ્યછે પુત્રબંધન. ૬૫

યત્ન સર્વ ગયા વ્યર્થ સર્વનું શ્રેય સાધતા,
લાજેછે ઉર મ્હારૂં ને લાજે છે કૌરવી સભા. ૬૬

પ્રચંડી યુદ્ધજ્વાળાઓ મહાવેગે ભભૂકશે,
દૈવીવાણ ત્હમારી છે, વિધાતા ભાવિના ત્હમે." ૬૭

ણ આંસુભરી બોલ્યા સ્વામી કૌરવકુળના,
પાછો હું છાવણી પંથે, હવે તો યુદ્ધ ખેલવાં. ૬૮

સેનાધ્યક્ષ પદે મુકી ધીમન્તા ધૃષ્ટદ્યમ્નને
ધર્મરાજ અભિષેકે ભાવિ યુદ્ધ વિચારણે. ૬૯

શસ્ત્રસંન્યાસ પાળ્યો મ્હેં, થયો હું પાર્થસારથિ,
કુરૂક્ષેત્રવિષે આવી સેના પાન્ડુકુમારની. ૭૦

દૂર યોજન બે રાખી છાવણી કુરૂનંદને,
યુદ્ધ વૈભવમાં રાચી સેના શૌર્યભરી રસે. ૭૧

વૃદ્ધ ગાઙ્ગેય વર્ચસ્વી રાજંતા રણમોખરે,
વિક્રમે ને પ્રતિજ્ઞાએ વગાડી હાક ભારતે. ૭૨

યોધરાજ નહિ એવો આર્યાવર્તવિષે વસે
કંપતો દેવનો દેવ આવે જો સમરાઙ્ગણે. ૭૩

વજ્રજેવા બન્યા બાહુ અસ્ત્રશક્તિ અરિ કળે,
કસેલી કાય એની છે, ખમેલા ઘાવ આયુધે. ૭૪

શંખનાદ સુણી એનો અસ્ત-તેજ અરિ થતા,
છોડતા જીંદગી આશા ધનુષ્યે બાણ યોજતાં. ૭૫

યુદ્ધધીટો મહાયોદ્ધો શત્રુને રણુ રોળતો,
શ્રમે ના વિશ્રમે જંગે, વીર્ય-મૂર્તિ રણે ઉભો. ૭૬

હૈયું સ્નેહરસેરંગ્યુ પાન્ડવો સ્નેહ પ્રીછતા,
સંગ્રામે દાવ ખેલંતાં સ્નેહને વીસરી જતા. ૭૭

વ્યૂહની યોજનાઓમાં એક્કો એ રણધીર છે,
ભેદવા વ્યૂહ શત્રુના જોમના જલધિ વહે. ૭૮

યોગીશા યુદ્ધમાં શોભે ક્ષાત્ર ને બ્રહ્મતેજથી,
ભારતી યુદ્ધનેતાઓ પુજે આચાર્ય પ્રીતથી. ૭૯

શસ્ત્ર-અસ્ત્રતણા જ્ઞાતા ઉમંગે જંગ ખેલતા,
ઉછળે કોપથી કોદી શૌર્યના બંધ તૂટતા. ૮૦

બ્રહ્મ-ટેકે અને માને દેહ ના દરકારતા,
યુદ્ધ-નીતિતણા પંથે સત્યનું બળ સાધતા. ૮૧

યોદ્ધાઓ સાથ એ રૂહેતા યોગનિષ્ટ છતાં બન્યા,
બ્રહ્મ-કર્મ કરે નિત્યે છતાં એ રણરંગીલા. ૮૨

વિલોકી સેનના વ્યૂહો હર્ષે હૈયે સુયોધન,
સંગ્રામે માનતો નિશ્ચે પાન્ડવોનો પરાજય. ૮૩

નિપુણો કુટ નીતિએ, પ્રજાનાં હિત પોષતો
મૈત્રીસૌહાર્દતંતુએ રાજમંડળ બાંધતો. ૮૪

ધિંગુછે અંતરે ધૈર્ય નિશ્ચયે નમતો નહિ,
ભરેલું શૌર્યથી હૈયું મૃત્યુની નહિ ત્યાં ભીતિ. ૮૫

કાર્ય-સિદ્ધિ થવા યત્નો યોજતો શૂર સંતતે,
વિઘ્ન જો માર્ગમાં આવે બેવડો વેગીલો બને. ૮૬

યુદ્ધમાં સેનના હૈયે ઉત્સાહે પ્રાણ પોષતો,
ડસીલો નાગ એ દેખો ગર્વ-મૂર્તિ રણે ગણો. ૮૭

કુરૂરાજપ્રતિ ભક્તિ કર્ણના ઉરમાં વહે,
મિત્રના શ્રેયમાટેના મંત્રમાં મશહૂર એ. ૮૮

બાળભાનુસમી કાન્તિ લાગતી વારૂ વિક્રમે,
યુદ્ધમાં વીર્યથી ખીલી સ્વરૂપે ઉગ્ર એ બને. ૮૯

સંકટે, યુદ્ધમાં, સુખે, ઘુમતો અતિ ખંતીલો,
પ્રાબલ્યે શૌર્યમાં ફાલ્યો ઉછાળે યોધ ટેકીલો. ૯૦

દાન ને સ્નેહના કાર્યે ફેંકતો દૂર સ્વાર્થને,
નહિ સંકોચ હૈયામાં અર્પતાં પ્રાણ પ્રેમને. ૯૧

ભારતી ભૂપતિઓનો ધર્મરાજ શિરોમણિ,
કીર્તિનાં ચંડરશ્મિએ અસ્ત છે અન્યરાજવી. ૯૨

ભરેલાં ધર્મ ને ન્યાય અંતરે દૃઢ બાલ્યથી,
ચળે ના નીતિના પંથે નિશ્ચયે આગ્રહે રહી. ૯૩

ધૈર્ય આ ધર્મરાજાનું ઓપતું વધુ વિપતે,
ક્ષાત્ર દેહે ઘડ્યું જાણે મુનિમાનસ વિધિએ. ૯૪

ચાહતા વિશ્વમાં શાન્તિ, યુદ્ધને અવગુણતા,
નહિ સંગ્રામમાં કોદી નિરૂત્સાહ બની જતા. ૯૫

ગૃહે હો કે રણે હો એ કદીએ નહિ કોપતા,
સત્ય ને શીળથી રાજા આર્યદેશ દીપાવતા. ૯૬

દાબ્યાવી જેમ એ જંગે રાચતા રંગ શૌર્યને,
સત્ય ને શાન્તિ પ્રાબલ્યે રોચતા સર્વના હૃદે. ૯૭

ભીમ ઓજસ્વી યુદ્ધે છે ચંડવીર પરાક્રમી,
દેખીને દેહનું જેમ હૈયાં નીચાં પડે નમી. ૯૮

ગદાએ દેહના જેવી, કંપતો વેરી દેખીને,
શત્રુની સેનને ભેદે ગદાદાવ રમી રણે. ૯૯

માનહાનિ નહિ વેઠે, પ્રહારે ઉગ્રતા ધરી,
સંકટે શાન્ત એ ના રૂહે, યુદ્ધોન્મત્ત મહાબળી. ૧૦૦

ધર્મની રાજનીતિ તો ભીમને નહિ ભાવતી,
પિતાતુલ્ય ગણી પુજે, ચાલે ના અવળી ગતિ. ૧૦૧

પાર્થ છે પ્રિય ભ્રાતાને, દ્રૌપદીપ્રિય એ થયો,
સ્નેહથી પ્રિય મિત્રોને, દેશનો બંધુ એ બન્યો. ૧૦૨

વિદેશે દેશમાં વિશ્વે ખ્યાતિ ગાન્ડિવ ગાજતી,
દેવ દેવેશની સ્હાયે ચાપીચક્રચુડામણિ. ૧૦૩

કારમાં બાણુ કાતિલાં શત્રુનાં મર્મ છેદતાં,
કરે સંહાર સેનાનો ઉગ્ર વ્યૂહ ઉડાવતાં. ૧૦૪

શત્રુને હાર દેવાને જંપે ના જંગમાં જરી
યશસ્વી યુદ્ધમાં પેખી પ્રજવળે કર્ણ દ્વેષથી. ૧૦૫

ભારતી ભડવીરોમાં ભીષ્મનો એ સમોવડો,
કૌરવો કંપતા જોઈ ગાન્ડિવે શર યોજતો. ૧૦૬



યુદ્ધ આરંભવામાટે ઉતર્યાં સૈન્ય ક્ષેત્રમાં,
સેનાનિસૈનિકોકેરા ક્ષાત્રતેજે મુખો ભર્યાં. ૧૦૭

સારથિ પાર્થનો થૈને હયો હાંક્યા રણાઙ્ગણે,
દૃષ્ટિઓ ચોદિશે ફેંકી ભાળે પાર્થ સમાજને. ૧૦૮

વિલોક્યા પુજ્ય ને પુત્રો, વિલોક્યા વડિલો વળી,
વિલોક્યા બંધુ ને મિત્રો, અને ગાત્ર ગયાં ગળી. ૧૦૯

"સંહારૂ સ્વજનો યુદ્ધે પામવા રાજ્ય પૃથ્વીનું ?
કર્મ ઘોર દીસે આ તો અધર્મી દુષ્ટ પાપીનું. ૧૧૦

ત્રીલોકી રાજયને માટે આવું કૃત્ય કરૂં નહિં."
બેઠો વાણુ વદી વેગે રથે પાર્થ મહામતિ. ૧૧૧

કર્મ, જ્ઞાન, અને ભક્તિ પાર્થને રણુ બોધતો,
યોગ–યુક્ત બનાવીને યુદ્ધમાં વીર યોજતો. ૧૧૨

હોય જ્યાં બંધુનો સ્નેહ દ્વેષ ને રોષ ત્યાં હવે,
વૈર–વાયુ વધી વેગે ધીકાવે રણુઅગ્નિને. ૧૧૩

પ્રતાપી ભીષ્મના વીર્યે વ્યાકુળા રણુ પાન્ડવો,
શસ્ત્ર–સંન્યાસ ભૂલ્યો ને ગ્રહું હું હસ્ત આયુધો. ૧૧૪

દેખીને હસ્તમાં શસ્ત્ર ભીષ્મ શસ્ત્ર મુકે દૂરે
ઝીલવા સ્નેહીનાં બાણો ખુલ્લી છાતી કરે ત્વરે. ૧૧૫

નિવારે પાર્થ સંવેગે, લેતો સારથ્ય લાજીને,
શિખંડી બાણવર્ષાએ ભીષ્મને પાડતો રણે. ૧૧૬

ભૂકંપે ઉખડી જાણે હિમગિરિ પડે ભૂએ
વિશ્વને આંજતો ઉગ્ર ધૂમકેતુ ધરા ઢળે, ૧૧૭

દેવ કો દાનવી યુદ્ધે પૃથ્વીએ સ્વર્ગથી સરે
વિરાટી ભારતી યોદ્ધો શૂર શૈય્યાવિષે સુએ. ૧૧૮

સ્તબ્ધ છે પાન્ડવી યોદ્ધા, કૌરવી સેન સ્તબ્ધ છે
સ્તબ્ધ છે પૃથ્વી ને વાયુ સ્તબ્ધ છે દેવ સૌ નભે. ૧૧૯

જેમથી ક્ષત્રીઓ ઝુઝયા, એવો જંગ નહિ થશે,
સ્વર્ગથી તેજ દેવોનાં ઉતર્યાં છે મહીતળે. ૧૨૦

કૌરવો, ભીષ્મ ને કર્ણ કુમારો પાન્ડુપુત્રના,
ભારતી ભૂપતિ મોટા હોમાયા રણયજ્ઞમાં. ૧૨૧

રોયાછે ધર્મરાજા ને રોયા રાજકુટુંબીઓ,
વિલોકું જનતા રોતી, રોતો ભારત શોકીલો. ૧૨૨

૬-૨ ૪૪, ૧૦-૨-૪૪.



(૧૪)

## પાન્ડવોનો અશ્વમેધયજ્ઞ-પ્રબોધ-સુદામો, યદુકુળ વિનાશ.

દિવ્યતા દુર્ગુણે ઘેરી અસ્ત-તેજ બને ત્વરે,
છવાયું વેલથી વારિ નષ્ટ-કાન્તિ બને હ્રદે. ૧

ક્ષેત્ર-શય્યાવિષે સુતા સૈનિકો મહારાજવી,
વિપથેથી વળ્યા રાજા, આછી છે વૃત્તિ આસુરી. ૨

નિશ્ચયે દઢતા ધારી મૃત્યુને દૂર રાખતો
ભીષ્મ ભારત-સેનાનિ વીરશેનવિષે સુતો. ૩

આશ્વાસી ભેટતો ભાવે આર્ય-ધર્મ-વીરાગ્રણિ,
તપસ્વી ને મહાસત્વ, જ્ઞાન ને નયનોનિધિ. ૪

ઋષિઓ દિવ્ય દૃષ્ટિના બેઠા પાસ રણાંગણે
ઉચ્ચરે વાણુ ઉંડી જે શીખવે પાઠ પ્રજ્ઞને. ૫

"એકચક્રે થયેલી આ રાજ્યધુરા કરે અહો
દેવનું દેવું દેવાને યજ્ઞનું કાર્ય આદરો. ૬

શ્રૌત ને સ્માર્ત કર્મોના જ્ઞાતા વિપ્ર વરાવજો,
પ્રજાનાં શ્રેય સાધીને વિજ્ઞ ને પ્રજ્ઞ પોષજો." ૭

પુત્રને બોધ દૈ દાદા સીધાવ્યા સ્વર્ગલોકમાં,
ધર્મ સંભાળતા રાજ્ય પુજ્યને લઇ પુરમાં. ૮

સ્મરીને ભીષ્મની શિક્ષા, શાન્તિથી શોચીને ઉરે,
સભાની સંમતિ લેઈ અશ્વમેધ યજે પુરે. ૯

ઉત્તરા વધૂએ આપ્યો એ સમે જન્મ પુત્રને,
ચેતના-શૂન્ય દીસંતો લાડકો ગત-પ્રાણ એ. ૧૦

વિલાપો કરતાં કુંતી, દ્રૌપદી વિલપે ઘણું,
સુભદ્રા વ્યાકુળી શોકે, રાજકુળ દુઃખે ભર્યું. ૧૧

ધર્મ ને સત્ય પ્રાબલ્યે સંચાર્યા પ્રાણ પુત્રમાં,
ચેતનાવંત છે ચક્ષુ, રડેછે રાજબાળ ત્યાં. ૧૨

પ્રશાન્તિ પામીઆં વૃદ્ધો, આનંદે યુવતીજનો
પ્રમોદ્યા પાર્થ ને રાજા, પ્રમોદ્યા પુરવાસીઓ. ૧૩

આમંત્ર્યા યાજ્ઞિકો યજ્ઞે આમંત્ર્યા વેદવ્યાસને,
યજ્ઞદિક્ષા દ્વિજો દેતા કૃષ્ણાને રાજરાજને. ૧૪

વળાવે યજ્ઞનો વાજી, પાળેછે પાર્થ રક્ષવા,
સામન્તો સાથ આમન્ત્રે નરેશો ભારતે બધા. ૧૫

ચોદિશે ઘુમીને આવ્યા અશ્વ સુભટ રક્ષકો,
માનીને ધર્મની આણ આવતા યજ્ઞમાં નૃપો. ૧૬

મહામોદે મહામુલો મહાયજ્ઞ થયો પુરો,
રાજરાજેન્દ્ર પૃથ્વીનું દ્વિજોને દાન આપતો. ૧૭

વિસ્મયે સ્તબ્ધ છે વિપ્રો, પુજ્ય ના પૃથ્વી ગ્રાહતા,
આપતા અવનિ પાછી ગ્રાહકો માર્ગ શ્રેયના. ૧૮

સંતોષ્યા દ્વિજને દાને, મૌક્તિકે બંધુમિત્રને,
રત્નથી રાજવીઓને અમોલી ભેટ આપીને. ૧૯

યજ્ઞનું કાર્ય આટોપી વિદાયો મિત્ર આપતા,
સ્નેહભીનાં થતાં નેણો વિયોગી વ્હાલીડાં થતાં. ૨૦



પુરીએ આવતા પ્રજ્ઞ, યોગીઓ વળી જ્ઞાનીઓ,
વિવિધે જ્ઞાનરંગેલો થતો ત્યાં બોધ ધર્મનો. ૨૧

ત્યાગીને કર્મ કો બેઠા કો બની કર્મમાં શૂરા
ગુજારે જીંદગી યજ્ઞે સ્વર્ગની જાળમાં પુર્યા. ૨૨

યોગીઓ યોગ ચેષ્ટાએ નિર્ગમે રજની દીનો
ચઢે ના ચિત્ત ભક્તિએ માર્ગ જે ઉચ્ચગામીનો. ૨૩

લોકસંગ્રહને માટે સંબોધ્યાં કર્મ જ્ઞાનીને,
સંગ ને ફળના ત્યાગે પ્રબોધ્યાં કર્મ કર્મીને. ૨૪

જ્ઞાન–નિષ્ટ ગ્રહેલાને બતાવ્યા ભાવ ભક્તિના,
કર્મ-નિષ્ટ બનેલાને જ્ઞાન-ભક્તિથી ભીંજવ્યા. ૨૫

ભક્તિભીનાં કરી હૈયાં, યોગીને યોગ સાધવા
પ્રેરતો જ્ઞાનના બોધે પરાનંદ પ્રમાણવા. ૨૬

વિધિઓ યજ્ઞના ન્યારા પ્રબોધ્યા મનુવંશને,
સમત્વે યોગને સ્થાપ્યો સર્વમાં પ્રભુ પેખીને. ૨૭

વાળ્યાં હૈયાંતણાં વ્હેણો ભક્તિના રાજપંથમાં,
વૈશ્યો, સ્ત્રીઓ તથા શુદ્રો રક્ત ભકિતરસે થયાં. ૨૮

શોધતાં શર્ણ સ્વામીનું દીનતા હૃદયે ધરી,
અર્પીને સર્વ સ્વામીને ધ્યાન–મસ્ત રહે બની. ૨૯

સૃષ્ટિનું શ્રેય વાચ્છીને સેવા–મગ્ન સદા રહું
વિચરી શ્રેયના પંથે આશાઓ અંતરે ભરૂં. ૩૦

નહિ જન્મતણું આદિ મૃત્યુ એ નહિ અંત છે,
અનંતે જીવવું એતો સદાનું સિદ્ધ સત્ય છે, ૩૧

દૈવી–વૃત્તિ–ભર્યાં દેહી ઉર્વિ ઉંચે ઉછાળશે,
માનવો યોગીઓ થૈને ઉન્નતિ શિખરે જશે, ૩૨

અને આ વિશ્વ હોંસેથી પ્રેમનાં પેય પામીને
સત્ય ને એકતા જોમે વાધશે પ્રગતિ–પથે. ૩૩



દ્વિજો છે પૃથ્વીના દેવો, પુજા હું તેમની કરૂં,
સાધવા તેમનાં શ્રેયો પ્રાણ દેતાં નહિ ડરૂં ૩૪

ખુંપ્યો દારીદ્રના કાંપે સુદામો મિત્ર માહરો,
અચીન્ત્યો આવતો પુરી બનીને પ્રેમ–ન્હાવરો. ૩૫

દૂરથી આવતો દેખી પલંગેથી પડયો કુદી,
ભેટતો ભાઇને ભાવે રાણી સ્તબ્ધ રહી ઠરી. ૩૬

શરીરે હાડ ને ચામ, કેશનાં ગુંચળાં થયાં,
આછેરાં ફાટલાં વસ્ત્રો વાયુથી ઉડતાં બધાં. ૩૭

સ્મરીને પૂર્વનો સ્નેહ, દેખી દારીદ્ર સ્નેહીનું,
અશ્રુનું પુર આવે ને ઝાંખું છે તેજ નેણનું. ૩૮

સુદામો વિણ સંકોચે કંઠમાં કર મુકતો,
ભરેલો ભાવ હૈયામાં ભરી આંખે થતો છતો. ૩૯

હૈયું મ્હારૂં મળ્યું હૈયું મિત્રનું મુજ મંદિરે,
વિકાસી વાધીઆં બન્ને છાયા સૂર્યાસ્તના સમે. ૪૦

હૈયાનાં નિગૂઢાં તત્વો બુદ્ધિ એ ના કદી કળે
સત્વરે ભવ્ય સંપર્કે દિવ્યતા દિલથી ઝરે. ૪૧

મિત્ર મ્હારો બન્યો કૃષ્ણ સુદામો સદ્ય હું થયો,
પ્રભાવે પ્રેમ–ગોષ્ટિના ભેદભાવ ગળી ગયો. ૪૨

બનેલી જીર્ણ આ સૃષ્ટિ તેજ નૂતન ધારતી,
યૌવને મસ્ત શું શોભે માનિની મદમાં ચઢી. ૪૩

ત્વરાથી દોડી દાસી અર્ઘ્ય સામગ્રી લાવતી,
પખાળું મિત્રના પાદો, સેવામાં રક્ત રૂકિમણી. ૪૪

મિત્રના પાય વંદીને કરે છે મિષ્ટ વાનીઓ,
ભોજનો હેમ થાળીમાં ધરાવે બ્રહ્મને અહો!! ૪૫

ભરેલી ભાભીની ભેટો વસ્ત્રમાંહી છુપાયલી,
મુઠી મુખે મુકું, શેષ રાણીએ ઝડપી લીધી. ૪૬

સુદામો મોદ–માતેલો હૈયાના ભાવ ભાળીને
સેવેલાં આશ્રમે સ્વપ્નો સિદ્ધિએ સમીપે જુએ. ૪૭

લજ્જાળુ લાજતી રાણી, સ્મિત–રંજીત મુખથી
પુછતી ભાભીનાં ક્ષેમ શિશુઓને સ્મરે વળી. ૪૮

વિલોકી મિત્રનો વેષ, દેખીને મુખની છવિ,
કળી દારીદ્ર હૈયામાં, રૂક્મિણી ચિંતને પડી. ૪૯

કાળજું રૂષિ–પત્નીનું ચિન્તાના કોળ કોરતા,
સંતતિ દુઃખમાં દેખી દિલ અંગાર ધીકતા. ૫૦

મિત્રને મોકલ્યા નિશ્ચે પૂર્વ–પ્રીતિ સ્મરાવવા,
સખાની રિદ્ધિ રીઝીને આપત્તિ અંત આણવા. ૫૧

વિચારી હેમ ને રત્નો મોકલ્યાં દાસ દાસીઓ.
સંપત્તિ અખૂટી આપી, સુદામો નહિ જાણતો. ૫૨

વિરક્તિમાં રહ્યો રાચી સંતનો એ શિરોમણિ,
નહિ તૃષ્ણા કદી એને, નહિ ચિંતા ચિત્તે વસી, ૫૧

પળી ગૈ રજની આખી પૂર્વવાતો સ્મરી સ્મરી,
હૈયામાંહી મહાપ્રેમે સ્નેહ–રેલો વહી રહી. ૫૪

ગોષ્ટિની ગમ્મતો માણી રાણી હર્ષ હૃદે ધરી
હૈયાની એકતા જોઈ પ્રફુલ્લી ચંદનીસમી. ૫૫

મીલાપે મિત્રના મોટી સરિતા સુખની વહી
વિખૂટાં પડતાં આવી વેદનાઓ વિયોગની. ૫૬



યાદવો રાજનેતાઓ, યાદવો રણ–રંગીલા,
ભારે રિદ્ધિતણા સ્વામી, લક્ષ્મીના સર્વ લાડીલા. ૫૮

રાજતા રાજ–મંદિરે, હાથી ને હય રાચતા,
વૈભવે લ્હેરતા પુરે સ્વર્ગનાં સુખ માણતા. ૫૮

યુદ્ધને નયવિદ્યાએ યદુવંશી પ્રકાશતા,
ભારતી ભૂપતિઓમાં શૂરા સન્માન પામતા. ૫૯

વિપત્તિઓ વિલોકી છે, વિલોકયા વિજયો ઘણા,
વધાવે વીર્યશાળીને ભાવે ભારતની પ્રજા. ૬૦

સ્વર્ગશાં વૈભવો સુખો વિલાસે મન પ્રેરતાં,
દૂષણો આવતાં સાથે, અધોમાર્ગ સરી જતા. ૬૧

મત્ત છે રાજ–રિદ્ધિએ, મત્ત એ લક્ષ્મીના બળે,
મ-ત એ દેહના જોમે, મ-ત છે કીર્તિ ને યશે. ૬૨

મિષ્ટાન્ને પેટને પુરી મહાપાન સદા કરે
પ્રાસાદે પાડતા બુમો, અભાને માર્ગ આથડે. ૬૩

મળીને મંડળે કોઇ ખેલતા ખેલ દ્યૂતના,
હારને જીતમાં નિત્યે લાખ્ખોની રાખ દેખતા. ૬૪

દમામે દ્યૂતના દાવે, તોફાનો નગરે વધ્યાં,
વેર ને ઝેર વાધંતાં રોપાયાં બીજ નાશનાં. ૬૫

ડુબ્યા એ દુષ્ટ આચારે પાપવૃત્તિ પ્રવેશતી,
લખ્પાઈ લાજ તો રૂહેતી ભ્રષ્ટ છે શુદ્ધ જે મતિ. ૬૬

ગાનને નાચના રંગો મંદિરે મંદિરે રચે,
ખાન ને પાનથી ખીલી દંભ ને દુર્ગુણો વધે. ૬૭

અંધકો, યાદવો, ભોજો અનીતિ શિખરે ચઢ્યા,
"હવે તો નાશ નિશ્ચે છે" શાણા શાન્તચિતે વદ્યા. ૬૮

દ્યૂત ને મદ્યને માટે શાસનો કરૂં આકરાં,
પૂરનો પટ વાધંતો નિર્બળા બંધ એ બન્યા. ૬૯

હિંસાઓ હીન વૃત્તિની મદ્યમાંસ નિષેધતા
સેંકડો સુજ્ઞ હું ભાળું, નહિ કો લક્ષ આપતા. ૭૦

નહિ સન્માનતા સંતો વડિલો ના પ્રમાણતા,
સ્વેચ્છાચારે હવે ચાલે, દેહને દેવ માનતા. ૭૧

અનીતિ યાદવોકેરી વિલોકી જનતા પુરી
નિસાસા નાંખતી બોલે "સદાચાર ગયો ઉડી." ૭૨

દીપની પાસ અંધારૂ સંતતે વળગી રહે,
પુનિતાં પુણ્ય તીર્થોમાં પાપ પુંજ જમ્યા કરે. ૭૩

ઉદ્‌બોધ્યો ધર્મ મ્હેં નિત્યે વૈશ્યો પુણ્ય પથે વધ્યા,
છતાં યાદવકુળોમાં નિંદ્યકર્મ–પરંપરા. ૭૪

ભ્રષ્ટતા નિજ ભાન્ડુની ઉદ્ધવે દેખી દૃષ્ટિએ,
પડ્યો વિષાદના કૂપે નાશને નજીકે ગણે. ૭૫

"સુધારો કો ઉપાયે ના અધર્મી પાશવી સ્થિતિ ?
બધા છે આપના બંધુ, ઉઘાડો દ્વાર સન્મતિ. ૭૬

ઉદ્ધવે ઉચ્ચર્યાં વેણો લોકાયાં તીરશાં હૃદે,
બંધુને વેરીને સૌને સમાને લેખતો મને. ૭૭

"વધ્યો છે પાપનો પુંજ, કાળમુખે પડ્યા દીસે,
અન્યથી મ્હાત ના માતા, આપથી મરશે હવે. ૭૮

પાપના સંગમાં પુરી ઉત્કર્ષ નહિ ઉછળે,
અધો–માર્ગ ગતિ એની નિશ્ચે નિર્મૂળ તે થશે. ૭૯

ભૂમિ ને નગરો ભાળો ગયેલાં સૌ રસાતળે
તુટતાં નીતિના બંધો સત્યના સેતુ ઓસર્યે." ૮૦

સુણીને સખ્ત આ વાણી, કળીને નાશ કુળનો
અંજાઈ અશ્રુથી આંખો સખો સ્તબ્ધ ઠરી ગયો. ૮૧

ધર્મ એને પ્રબોધું હું, જગાવી આત્મજ્યોતને
સંતોષી જ્ઞાન–ગોષ્ટિએ મોકલું હું હિમાચળે. ૮૨

ભેટ આ ભાળતો છેલ્લી, આર્દ્રતા ઉર વ્યાપતી,
દેખશે ના કદી દૃષ્ટે પ્રિય દ્વારવતી પુરી. ૮૩

તપસ્વીઓ ઋષિઓ ને યતિઓ પુરી આવતા
એકાન્તી ચિંતનોકેરાં જ્ઞાનનાં ગર્થ લાવતા. ૮૪

મુનિની જ્ઞાન ગંગાના ધોધ ઉછળતા પુરી,
પરાનંદતણી લીલા પ્રજ્ઞને તરબોળતી. ૮૫

જુવાનો મસ્તીએ મોહ્યા સ્ત્રીવેષે સામ્બ લેઈને
પુછે "પુત્ર થશે આને ?" મશ્કરી મુનિની કરે. ૮૬

"સ્ત્રીવેષે નરને નાંખ્યો, સામ્બ આ બ્રહ્મદ્વેષી છે,
કાળયજ્ઞ સમીપે છે, હોમાશે યાદવો મખે." ૮૭

સાંભળી વિધિનાં વેણો ભીતિ–ગ્રસ્ત બન્યાબધા,
વિનાશો વંશના જાણી યુવાનો ભય કંપતા. ૮૮

બનાવે ચેતવ્યા સુજ્ઞ, નાશ હું પાસ દેખતો,
સૃષ્ટાના શાસનોને આ સૃષ્ટિ આધીન લેખતો. ૮૯

ચિન્હો અભદ્ર દેખાયાં, શોકમાં જનતા ડુબી,
"અનિષ્ટો આવશે વેગે, પ્રલેકાળ જશે પુરી." ૯૦

વિચારો નગરે વ્યાપ્યા, ચેતે ના યાદવી વીરો,
પાપની છે પરાકાષ્ટા, નિશ્ચે પ્રાપ્ત થશે ફળો. ૯૧

અમાસે કાર્તિકે માસે સૂર્યનું ગ્રાહ આવતું,
કુયોગો ચિંતવી પર્વ પાળવા સજ્જ છે સહુ. ૯૨

પ્રભાસે સિન્ધુના તીરે અનિષ્ટોને નિવારવા,
હયે કો હાથીએ કો ને રથે યાદવ વિચર્યા. ૯૩

ઉત્ફુલ્લ્યા ઉત્સવે સર્વ રાજવી ઠાઠ વૈભવે,
તૈયારી પાકની કીધી માંસ ને મિષ્ટ વાનીએ. ૯૪

જમીને જમણો ઉંચાં મહાપાન શરૂ કર્યું,
નાચ ને ગાનના રંગે પાન ત્યાં વેગીલું બન્યું. ૯૫

હાસ્ય ઉન્માદ વ્યાપ્યાં ને ઉદ્‌ભવ્યો દંભ શૌર્યનો,
ભારતી યુદ્ધના સ્મર્ણે વાણીનો બંધ તૂટતો ૯૬

સાત્યકી નિંદતો વર્મા, વર્મા સાત્યકી નિંદતો,
કાઢીને ખડગ મ્યાનેથી વર્માનું શિર છેદતો. ૯૭

વર્માના મિત્ર ને બંધુ શસ્ત્ર અસ્ત્ર ઉછાળતા
દોડતા સાત્યકીસામે સંવેગે વેર વાળવા. ૯૮

અંધકો વૃષ્ણિ ને ભોજો ખેલતા ખેલ ખડ્ગના,
પ્રહારે એકબીજાને તૂટતા બંધ પ્રેમના. ૯૯

સંહારે મિત્રને મિત્ર, બંધુને બંધુ કાપતા,
સંહારે વડિલો પુત્રો, પુત્રો સંહારતા પિતા. ૧૦૦

વાળ્યા તોયે વળ્યા ના એ ઘોર સંહાર ગાજતો,
પવિત્રી તીર્થ ભૂમિએ નાશ હા! કુળનો થતો. ૧૦૧

દ્યૂત ને પાનના યોગે અનિષ્ટો ઉતર્યાં અહીં,
રક્તની નદીઓ ન્યાળી આંખો તેજહીણી બની. ૧૦૨

દૃશ્ય એ નર્કના જેવું ઉર ઉગ્ર વિદારતું,
ભૂલાવે ભાન એ નિશ્ચે, વાણીથી વ્યક્ત ના થતું. ૧૦૩

કુસંપે યુદ્ધ ખેલાતાં સર્વનાશ કુરૂકુળે,
મદ્યપાનતણા પાપે સર્વનાશ યદુકુળે. ૧૯૪

નહિ કો વિશ્વમાં એવો વિનાશે વૃષ્ણિ વીરને,
સુતા તે તીર્થરાજે હા! મૃત્યુને ગાઢ ભેટીને. ૧૦૫

વ્યોમને વીંધતો જાણે વૃક્ષરાજ વધી વધી,
વિશાળું થડ એનું છે, શાખાઓ પણ તે સમી. ૧૦૬

શાખા ને ઉપશાખાની સંખ્યા કો ના કળી શકે,
પત્રપુષ્પ ફળોફાલ્યાં, કોણ એ ગણના કરે? ૧૦૭

ઝંઝાનિલતણા ઉગ્ર પ્રહારો વેઠતો સહી,
વીજળીવેગની કોદી હૈયામાં ગણના નહિં. ૧૦૮

વિરાજે વનરાજાશો, વંદતા સર્વ માનવી,
લહે ના જેમનો તાગ, પ્રભાવે કાન્તિ છે ભરી. ૧૦૯

પડ્યો એના મુખે કીડો સત્વરે રસ ભક્ષી લે,
શોષાતાં રસ કાયા એ પ્રાણહીન બની રહે. ૧૧૦

પડેછે પૃથ્વીએ પ્રૌઢ, શાખા પત્રો ફળોફુલો,
છીન્નભિન્ન થઈ સર્વ ઢળેછે મૃત્યુ–અંકમાં. ૧૧૧

વિકૃતિ માનવી દેહે વેગે પાપકીડો કરે,
વિકૃતિ વાધતાં અંગે સદ્ય મૃત્યુ મુખે પડે. ૧૧૨

પૃથ્વીમાં પાન્ડવો પાખે ચઢે સ્નેહી ન ચક્ષુએ,
નાશ આ કુળનો કહેવા મોકલું મુજ સુતને. ૧૧૩

"જણાવો પાર્થને પોઢ્યા પ્રભાસે સર્વ યાદવો,
સત્વરે આવી સંભાળો બાળકો વૃદ્ધ ને સ્ત્રીઓ. ૧૧૪

ઓળંગી સીમને સીન્ધુ ગ્રાહશે આસમાં પુરી,
સર્વ સંપત્તિની સાથે સીધાવો લાડકાં લઈ." ૧૧૫

હૈયાને ધૈર્ય આપીને જોતર્યો રથ દારૂકે,
હસ્તિનાપુરના પંથે દોડે છે વ્યાકુળા મને. ૧૧૬

બચેલાં બાળ શોધીને પુરમાં કરૂં પ્હોંચતાં,
પિતાને માતને કહેતો જોયેલી કાળની લીલા. ૧૧૭

"વિરામ્યા છે વડાભાઈ નિરોધી પ્રાણ યોગથી,
રહું હું ના હવે આંહી, રજા યાચુંજ આપની. ૧૧૮
જજો સૌ પાર્થની સાથે, સન્માની સ્નેહ ને સદા
રાખશે બાળની ભાળ દેખીને તમ આપદા." ૧૧૯
વદી વંદી પિતા માતા રાણીને દ્વારકાપુરી,
વંદી અશાન્ત સાગરને ચંદ્ર કુળચુડામણિ. ૧૫૦
આવતો તીર્થરાજે હું, વંદુ હું વડભ્રાતને,
વંદતો યાદવી વીરો, વંદુ હું પુણ્ય ક્ષેત્રને. ૧૨૧
દુષ્ટતા દુનિઆ—વ્યાપી યુદ્ધ ખેલી ગઈ શમી,
દિવ્યતા સ્વર્ગ—ભૂએથી આવશે અવનિમહીં. ૧૨૨
દેહી આ દિવ્ય તત્વોના અનેરા રંગ રાચશે
ઓજસ્વી નિત્ય શ્રેયોનાં દશ્ય નૂતન ન્યાળશે. ૧૨૩
"રક્ષવાં આર્ત ને સાધુ દંડવા દુષ્ટ માનવી
સ્થાપવાં શીળ ને ધર્મ પોષવાં ન્યાય ને નીતિ." ૧૨૪
રાખી ધ્યેય સદા ધ્યાને આચર્યું સુત્ર જીવને,
પ્રતિજ્ઞા એ થઇ પૂરી ત્યજું હું દેહને હવે. ૧૨૫



સ્વધામે સંચર્યા કૃષ્ણ સંકેલી દેહની લીલા,
મ્હનોતા ભારતી પુત્ર દેવ દેવેશ લાડીલા. ૧૨૬

તા. ૧૪-૨-૪૪ ૧૬-૨-૪૪



## કૃષ્ણ તત્વ.

કૃષ્ણ એક પરાતત્વ, પરબ્રહ્મ ખરે જ એ,
ભક્તોએ જ્ઞાનીએ ગાયો પુરાણે વેદ ભારતે. ૧

વિષ્ણુ "ગોપા" વર્ણો વેદે કૃષ્ણ ગોપા જ ગોકુળે,
રાધા વિષ્ણુતણી શક્તિ, રાધાકૃષ્ણ જગે ઝગે. ૨

લાડકો વ્રજ ગોપીનો, લાડકો સહુ લોકનો,
બાળકૃષ્ણ રૂપે એતો જનોના હૃદયે જડયો. ૩

બાળકૃષ્ણતણા ભાવો ઉછાળે ભક્તનાં ઉરો,
ગોપીપ્રેમતણાભાવે પરાપ્રેમ પુરો ભર્યો. ૪

જીવ ને ઈશને જોડે નિષ્ટા માધૂર્ય ભાવની,
ભક્તિની એ પરાકાષ્ટા, જ્ઞાનની અવધિ તહીં. ૫

ભક્તના માર્ગમાં વિઘ્નો સંસારે બહુ આવતાં,
નિવારે સત્વરે ખાંતે ભક્તનો હૃદયેશ ત્યાં. ૬

યોગની સમતા આપે ભક્તને વળી જ્ઞાનીને,
જ્ઞાન ને ભક્તિના ભાવો આપતો ઇશ યોગીને. ૭

ઉંડાં અધ્યાત્મનાં તત્વો લોક–કલ્યાણ સાધવા,
રૂપકે કવિએ મુકયાં ઉંડા ભાવ ઉકેલવા. ૮

ઇશ ને જીવ બન્નેને સખાઓ શ્રુતિએ કહ્યા,
કૃષ્ણ અર્જુનને વ્યાસે સખાઓ ભારતે લહ્યા. ૯

સારથિ રથનો થૈને યોગજ્ઞાન પ્રબોધીયું
ખરા જીવન સંગ્રામે જ્ઞાન એ અમુલું થયું. ૧૦

વંદનીય ગણ્યા વેદે, વંદનીય ગણ્યા જને,
જ્યાં સુધી વ્યોમમાં ભાનુ, વંદનીય રસેશ એ. ૧૧

૧૬–૨–૪૪.



# શુદ્ધી—પત્રક.

| પાનું | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪ | ૨૬ | માંણુવા | માણુવા |
| ૬ | ૪૯ | તત્વોથી | જ્ઞાનેથી |
| ૯ | ૮ | ખુલ્લાંને | ખુલ્લાં |
| ૯ | ૧૨ | હૈ | હૈયે |
| ૧૫ | ૩ | મેઘાની | મેધાની |
| ૧૬ | ૯ | ઘણુ | ઘણુ |
| ૨૪ | ૧૦ | સ્નાથી | સ્નાનથી |
| ૨૮ | ૪૮ | ગોષહર્ષ | ગોપહર્ષ |
| ૨૯ | ૬૩ | ગોપીના | ગોળીના |
| ૩૨ | ૧૯ | છાયમાં | છાયામાં |
| ૩૪ | ૪૧ | ગોપાઙના | ગોપાઙ્ગના |
| ૩૫ | ૩૮ | ઉછળ્યાં | ઉછળ્યાં |
| ૩૫ | ૪૯ | ગોપાઙના | ગોપાઙ્ગના |
| ૩૫ | ૫૧ | વ્રજવાસીની | વ્રજવાસની |
| ૩૭ | ૬૮ | થતું | કરે |
| ૩૯ | ૮૭ | ઉન્મદે | ઉન્માદે |
| ૪૦ | ૧૦૫ | રાસ | રાસ આ |
| ૪૧ | ૧૧૨ | વૃદ | વૃંદ |
| ૪૩ | ૮ | મસ્તીના | મસ્તી ના |
| ૪૩ | ૨૩ | પ્રાઙણે | પ્રાઙ્ગણે |
| ૪૪ | ૨૩ | ગૂડ | ગૂઢ |
| ૪૫ | ૩૩ | પૌરા | પૌરો |
| ૪૬ | ૩૫ | સૌ | સહુ |
| ૪૭ | ૪૫ | સંકટો | સંકટે |
| ૪૮ | ૪૮ | વેગ | વેગે |
| ૪૯ | ૭૧ | વીર્યે | વીર્ય |

| પાનું | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪૯ | ૭૧ | સવિતૃનો | સવિતૃનાં |
| ૫૧ | ૮૮ | મન | મનુ |
| ૫૩ | ૪ | રીઝતાં | રીઝતા |
| ૫૩ | ૫ | જુઓ | જુએ |
| ૫૫ | ૧૬ | શોભતી | શોભાવી |
| ૫૯ | ૬૫ | તષ્ટિ | તુષ્ટિ |
| ૬૫ | ૪૨ | હવિકેશ | હવિકેશ |
| ૬૭ | ૫૧ | દીના | દીના |
| ૬૮ | ૬૫ | રર્વત્ર | સર્વત્ર |
| ૭૪ | ૧૦ | ધ્રુજતા | ધ્રુજતી |
| ૭૫ | ૨૫ | છેદતાં | છેદાતાં |
| ૭૬ | ૩૧ | હારમાં | હાર |
| ૭૭ | ૩૭ | દેવાન | દેવના |
| ૭૭ | ૪૩ | ધુપે | ધુમે |
| ૭૮ | ૪૬ | અશ્રયે | આશ્રયે |
| ૮૦ | ૪ | ઘોષની | ઘોષતી |
| ૮૬ | ૫૮ | ધ્રુજતી | ધ્રુજતી |
| ૯૫ | ૪૧ | આપતો | આવતો |
| ૯૫ | ૪૪ | રેશે-ભય | યશે ભરે |
| ૯૭ | ૫૯ | આધાતે | આઘાતે |
| ૯૮ | ૭૪ | મહાશય | મહાયશ |
| ૯૯ | ૯૪ | સુણી | સુણે |
| ૧૦૦ | ૯૫ | વ્યક્ત જ્યાળા | જ્વાળા વ્યક્ત |
| ૧૦૭ | ૧૬ | દ્રોપદી | દ્રૌપદી |
| ૧૧૦ | ૪૮ | વન | વને |
| ૧૨૨ | ૫૨ | પોષલ | પોષેલ |
| ૧૩૧ | ૧૫ | પાળેછે | પળેછે |
| ૧૩૨ | ૨૫ | નિષ્ટ | નિષ્ટા |
| ૧૩૪ | ૪૪ | દોડી | દોડીને |
| ૧૪૧ | ૧૧૦ | મુખે | સુખે |

